# શરત્ બાબુની
# ત્રણ વાર્તાઓ


અનુવાદક
મહાદેવ હરિભાઈ દેસાઈ





નવજીવન પ્રકાશન મન્દિર
અમદાવાદ

૧—૪—૦

# પ્રસ્તાવના

શ્રી૦ શરચ્ચન્દ્ર ચટ્ટોપાધ્યાયની આ વાર્તાઓ શ્રી૦ મહાદેવ-ભાઇએ જેલમાં પોતાના વિનોદન અર્થે જ લખી હોય, પણ અનેક ઘરોનાં જીવન ઉપર આ વાર્તાઓ સરસ છાપ પાડશે એ વિષે અમને શંકા નથી.

મહાદેવભાઇની ઇચ્છાથી આ પુસ્તકની કિંમત અમારા હમેશના દર કરતાં મોંઘી રાખી છે. પડતર કિંમત બાદ કરતાં બચત રહેશે તે તિલક સ્વરાજ ફાળાના ગ્રામસેવા વિભાગમાં આપી દેવામાં આવશે.

મંત્રી

નવજીવન પ્રકાશન મન્દિર

# પ્રસ્તાવના

નવલકાર શરત્ બાબુ બંગાળાના ગૃહજીવન અને સ્ત્રીસ્વભાવના કુશળ આલેખનાર તરીકે બંગસાહિત્યમાં મશહૂર છે. દેશના જાહેર જીવનમાં સ્ત્રીઓનો કેટલો ભાગ છે એ વિષે ગમે તેટલો મતભેદ હોય, પણ ગૃહજીવન એટલે તો સ્ત્રી જ એમા ભાગ્યે જ મતભેદ હશે. માટે જ ગૃહિણીને ગૃહ ગણી છે.

પણ શરત્ બાબુની આ વાર્તાઓ વાંચતાં અમને જણાય છે કે તેમની પ્રતિભા ખાસ સ્ત્રીપાત્રાલેખનમાં છે, અને ગૃહજીવન તો એ પાત્રોની ભૂમિકા છે. સ્ત્રીઓનું જીવન તેઓ સુરેખ ચીતરી શકે છે એટલું જ નહિ, સ્ત્રીસ્વભાવના અને ચિત્તના તેઓ અભ્યાસી છે અને તેના ઉંડા ભાવો ઉકેલી શકે છે એટલું જ નાહ, પણ સ્ત્રીના કોઈ નવા આદર્શની, જીવનયોજનામાં તેના કોઇ નવા સ્થાનની તે આપણને ઝાંખી કરાવવા માગતા હોય એમ અમને લાગે છે.

આ પુસ્તકમાં આપેલી ત્રણેય વાર્તાઓમાં મુખ્ય પાત્રો સ્ત્રીઓ છે.

ગૃહજીવનમાં સ્ત્રી બે સ્વરૂપે હોય છેઃ પત્નીના અને માતાના. પતિ–પત્નીનો સંબન્ધ સ્વભાવથી જ અનન્ય સાધારણ છે. એક જ વ્યક્તિ તરફ તે હોય તેમાં જ તેનું સૌન્દર્ય છે, શોભા છે. જગતથી અદૃષ્ટ, એ સંબન્ધના અંકમાં પોષાઇ સ્ત્રી-પુરુષ, વ્યક્તિની—ખાનગી જીવનની સીમાઓ ભેદી માતાપિતા તરીકે સમષ્ટિના જીવનમાં આવે છે. આમાં પત્નીજીવનને પ્રધાન ગણવું અને માતૃજીવન તેના દૈહિક પરિણામ રૂપ ગણવું, કે માતૃજીવનને પ્રધાન ગણવું અને 'પત્નીજીવન તેની માત્ર પ્રસ્તાવના રૂપ ગણવું એમાં જ આખી સંસ્કૃતિઓનો દૃષ્ટિભેદ આવી જાય છે.

શરદ્‌બાબુ પત્નીજીવનનું, સ્ત્રીજીવનનું સાર્થક્ય માતૃતામાં ગણે છે. તેમની આ ત્રણેય* વાર્તાઓની નાયિકા માતા છે. પહેલી વાર્તાની નાયિકા બિન્દુવાસિની, ધનાઢ્ય જમીનદારની દીકરી, મોટા દાયજો અને અતુલ રૂપ લઇ એક સામાન્ય ગરીબ ઘરમાં પરણીને આવી છે તેને ભયંકર આંકડી (હિસ્ટિરિયા)નો વ્યાધિ હતો અને માટે જ કદાચ તેનો સ્વભાવ "કાળી નાગણ જેવો હતો." એક દિવસ બિન્દુની જેઠાણી અન્નપૂર્ણાએ આંકડીની બીક લાગતાં, હરિ જાણે શાથી! પોતાનો દોઢ વરસનો છોકરો અમૂલ્ય તેના ખોળામાં મુકયો અને બિન્દુને આંકડી આવતી રહી ગઈ. ત્યારથી બિન્દુએ માતૃદીક્ષા લીધી અને તેનો આંકડીનો વ્યાધિ ઓછો થઇ ગયો.

આ જ વાર્તાનું બીજ છે. બિન્દુ અમૂલ્યની માતા થઈ. ઘરમાં સૌ તેને જ અમૂલ્યની માતા કહેવા લાગ્યાં તેણે જ તેને નિશાળે મોકલ્યો. "કોઇ એની આંખમાં કલમ જ ઘોંચી બેસે તો!" એવી કલ્પનાથી તેણે પોતાને પૈસે ઘર

આગળ નિશાળ ઉઘડાવી. અમૂલ્યના ઉછેરનું કામ તેણે માથે લીધું. તેને માટે તેની સગી મા ન કરી શકે તેટલો ત્યાગ કર્યો અને "છોકરાને દેશમાં નામીચો કરવો" અને કોઇ દિવસ ભવિષ્યમાં "દેશના લોક જોઇને કહેશે 'આ અમુલ્યની મા'" એ એક આશાના તંતુએ તે જીવવા લાગી.

પણ બિન્દુમાં ઘેલછાનો પટ હતો અને અમૂલ્ય સંબન્ધી તેણે કરેલી યોજનામાં વિઘ્ન પડતાં તે ઘેલછા એકદમ વકરવા માંડી. અને વિઘ્ન તો એકસાથે આવવા માંડયાં. થોડા દિવસોમાં તેઓ પૈસાદાર થયાં, નવાં ઘર કર્યાં, એક દૂરની વિધવા નણંદ તેના દીકરા નરેન્દ્ર સાથે આવી. તેણે મારગ કરી પહોળાં થવા ખટપટ કરી. નરેન્દ્રે અમૂલ્યને માથે બાબરી રખાવતાં, નાયકાનો નાચ જોતાં, નિશાળમાં તોફાન કરતાં શીખવ્યું. ધોબીને કપડાં આપતાં અમૂલ્યના કોટના ખીસામાંથી બિન્દુને સિગરેટના કડકા મળ્યા અને જોતજોતામાં વાત વધી પડી. નિશાળમાં કરેલા દંડના પૈસા બિન્દુથી છાના અમૂલ્યે અન્નપૂર્ણા પાસેથી મેળવ્યા. ટુંકી બુદ્ધિથી, અનેક પ્રસંગોના ભેગા થયેલા રોષથી, બિન્દુ અન્નપૂર્ણા સાથે લડી પડી; તેની ઘેલછા ઉપડી આવી. તે હિતાહિતજ્ઞાનશૂન્ય થઇ. અમૂલ્યને સુધારવાની વાત પડતી મુકી ન બોલવાનું બોલી: "પૈસા કોના ખરચો છો તે તમને સૂઝતું નથી? કોના રોજગારે ખાઓ છો, પીઓ છો અને શરીર ઢાંકો છો તે ભૂલી ગયાં?" પોતાને થયેલા, પોતાના પતિને થયેલા અપમાનથી અન્નપૂર્ણાનું લોહી ઉકળી ગયું. પતિની પાસે તેણે સોગન ખાધા: "જો એ લોકોનું અન્ન ખાઉં તો મારા દીકરાનું લોહી પીઉં." બિન્દુ આ સાંભળી આજે બાર વર્ષે પાછી એકાએક મૂર્છિત થઇને પડી.

મામલો બગડતો જ ચાલે છે. કુટુમ્બ જ્યારે સુખની ટોચ પર આવવાની સ્થિતિએ આવે છે ત્યારે તેમાં ઘોર કંકાસ જાગે છે અને પરિણામે બિન્દુ જે જેઠને હમેશ પૂજ્ય માનતી તે વૃદ્ધ જાદવને "રાધાપુરની અદાલત—આવતાં જતાં પાંચ ગાઉ થાય—જવા મળસ્કે ચાર વાગે નીકળી આખો દિવસ ભૂખ્યા રહી રાત્રે ઘેર આવી બે કોળીયા પામે ત્યારે મહિને બાર રૂપયડી મળે" એવી નોકરી લેવી પડે છે. અને તેની એકલી આશાનો તંતુ અમૂલ્ય નિશાળે જતાં બિન્દુના ઘર આગળથી નીકળતાં છત્રી ઓઢી મ્હોં સંતાડે છે અથવા તેનું ઘર ટાળીને જાય છે. બિન્દુને પતિ તરફથી પણ ધિક્કાર મળ્યો. તેનું જીવન હેતુ વિનાનું થઇ ગયું. તેણે પતિનું ઘર છોડયું, અને હમેશ હુકમ કરનારીએ જતાં જતાં છેવટ ઘરની નોકર બ્રાહ્મણીના પગની ધૂળ માથે અડાડી પાછાં ન આવવું પડે તેવો આશીર્વાદ માગ્યો અને પીયર જઇ આહાર છોડયો.

મનુષ્યના અંતઃકરણમાં અનેક વિરોધી બળો એકસાથે ઘૂમતાં હોય છે. એ બધાં બળોને ઘટાવી સુન્દર જીવન રચવું એ જીવનની મહાન કલા. એટલી કલા ન હોય તેમણે પુરુષાર્થથી અને સંયમથી વિરોધી બળોમાં સમતોલપણું જાળવવું જોઇયે અને તપથી એ બળોનો સમન્વય કરવો જોઇયે. બિન્દુને અને અન્નપૂર્ણાને તકરારો ચાલતી હતી ત્યારે પણ બન્નેને એકબીજાનો સ્નેહ ઉપકાર વારંવાર યાદ આવતાં, પણ હઠીલાઇ, બન્નેએ અમૂલ્યના ખાધેલા સોગનોનો વહેમ, અભિમાન વગેરેના અંતરાયો નડતા. તે સર્વ બિન્દુના તપથી ગળી ગયાં. અન્નપૂર્ણા અન્તે જાદવની ભલાઇને વશ થઇ અમૂલ્યને લઇ બિન્દુને પીયર ગઇ અને છેવટે બિન્દુ મ્હોં

ફેરવી બોલી: "લાવો દિદિ, શું ખવરાવશો? અને અમૂલ્યને મારી સોડમાં સૂવરાવી તમે સૌ બહાર જઈને વિસામો લો. હવે મને ભય નથી. હું મરવાની નથી."

બીજી વાર્તામાં મુખ્ય પાત્ર પચીસેક વરસની, જીવનના પૂર્ણ ઉમંગભરી બાઇ નારાયણી છે. ગઇ વાર્તાની બિન્દુની પેઠે તે જરા પણ રોગિલી નથી. તેને પોતાનાં બે નાનાં છોકરા છે, પણ નવલકારે આલેખેલું તેનું માતૃત્વ તેના દીયર રામલાલ તરફ પ્રકટેલું છે. નારાયણી તેર વરસની પહેલી સાસરે આવી ત્યારે રામલાલની માએ અઢી વરસના રામલાલને તેને સોંપ્યો હતો. ત્યારથી તે તેની મા થઇ.

વાર્તાની શરૂઆતમાં રામલાલની ઉમર પંદર વરસની છે. આ ઉમર હેતુ વિનાના તોફાનની છે. એ તોફાનને કોઇ બેવકુફી કહે છે, કોઇ મદ કહે છે, કોઇ દુષ્ટતા કહે છે અને કોઇ પણ બાળક તરીકે તેને માફ કરવા તૈયાર હોતું નથી. તેમાં પણ રામલાલના તોફાનને હદ નથી. તેને અનેક ઊર્મિઓ, તરંગો આવે છે. કોઇ કાર્યનું પરિણામ જોઇ શકે તેટલી પક્વ બુદ્ધિ નથી, અને દરેક તરંગ પાર પાડી શકે તેથીયે વધારે બળ છે. ઘરની ચાકરડી તેને મ્હોડે ચડાવેલો ધારે છે, ગામ બધું તેને દુષ્ટ ધારે છે; પણ બધાં ક્ષણિક તોફાન નીચે રહેલો રામલાલનો નિર્દોષ સ્વભાવ નારાયણી દેખી શકે છે અને તેના બધાં તોફાનને સહન કરી લે છે. ક્ષમયા ધરિત્રી નો તે જીવતો દાખલો છે.

આ સ્થિતિમાં નારાયણીની મા દિગમ્બરી તેને બીજો આધાર નહિ હોવાથી એક નાની સુરધૂનીને લઇને નારાયણી સાથે રહેવા આવે છે. તેને થોડા જ વખતમાં રામલાલ સાથે અણબનાવ

થાય છે. રામલાલના રાજ્યને—અને રામલાલને અનેક શાખા-વાળું રાજ્ય પણ હતું ખરું—જડમૂળથી ઉખેડી નાખવા ડોસી ધર્મ, આંસુ, દીનતા, વાત્સલ્ય વગેરેના અભિનયોથી અનેક કાવાદાવા, જુઠ્ઠાણાં, કાવત્રાં, ખટપટો ચલાવે છે. અન્તે નારાયણીનો ધણી કાંઇ જઇને પંચ બોલાવી ઘર અને વાસણના ભાગ પાડી રામલાલને જુદો કાઢે છે. ત્રણ દિવસના જુવારાથી દીન થઇ ભાભીને ખુશી કરવા રામલાલ મોસાળ જવા નીકળે છે ત્યારે નારાયણીનું વાત્સલ્ય ફરી ઉછળી આવે છે અને ત્રણ દિવસના અપવાસ પછી દીયર ભોજાઇ સેગાં જમે છે. દિગમ્બરીથી સમજાય છે કે હવે તેનાથી તે ઘરમાં રહેવાશે નહિ અને નારાયણી પણ તેમાં સંમત થાય છે, ત્યારે નારાયણીની છાતીમાં ને છાતીમાં મ્હોં રાખી ધીરે ધીરે રામલાલ બોલે છેઃ "ના ભાભી, એમને રહેવા દો. હું સારો થયો છું. મારામાં ડહાપણ આવ્યું છે. વળી એક વાર તમે જોજો. "

માતાના પ્રેમના આવિર્ભાવને કુટુમ્બની કે એવી કોઇ પ્રકારની સીમા નથી. પોતાનાં અંગનાં બાળકો તરફ તે જેવો હોય તેવો જ જગતની કોઇ પણ માતાવિહોણી વ્યક્તિ તરફ તે હોઇ શકે છે. આગલી વાર્તાઓમાં બિન્દુવાસિનીને પોતાની પ્રજા નથી તો ઓરમાન જેઠના દીકરાની તે માતા બને છે, અને એ રીતે પોતનો ઉદ્ધાર કરે છે. નારાયણીને પોતાની પ્રજા છે છતાં તે દીયરની માતા થઇ શકે છે. આ બન્ને વાર્તાઓમાં માતાનું હૃદય કુટુમ્બના બાળક તરફ જ દ્રવે છે, પણ એ સીમા પણ આકસ્મિક છે અને ત્રીજી વાર્તામાં હેમાંગિનીનો સ્નેહ પોતાના કુટુમ્બના સાંકડા વિરોધો ઉપર વિજયવન્ત નીવડી કુટુમ્બ બહારના નમાયા કેષ્ટો તરફ ઢળે છે.

નિરાધાર અને નમાયા હોવું એ જગતમાં કરુણમાં કરુણ દશા છે. સામાન્ય રીતે કવિઓએ પણ તેને ન્યાય કર્યો નથી. પણ શરત બાબુ એમાં અપવાદ રૂપ છે. મા મરી જતાં કેષ્ટોને પોતાની ઓરમાન બહેન કાદંબિનીને ઘેર જવું પડે છે ત્યારથી તેની જે યાતનાઓ શરૂ થાય છે તે વાંચતાં કમકમાટી જ આવે છે. કાદંબિની તેને પૂરૂં ખાવા પણ આપતી નથી અને ઘરના ગુલામ તરીકે રાખે છે. આ મરુભૂમિમાં તેને હેમાંગિનીનું આર્દ્ર હૃદય જડે છે અને તે તેનું અવલંબન કરે છે. કાદંબિની હેમાંગિનીની જેઠાણી છે. તે હેમાંગિનીના વર્તનને પોતાના જુલમ કરવાના હકમાં દરમિયાનગિરી અને અપમાનરૂપ સમજે છે અને જેઠાણીપદનો લાભ લઇ અનેક વાર ગાળો અને શાપથી હેમાંગની પર આક્રમણો કરે છે. અન્તે કેષ્ટોની સ્થિતિ હેમાંગનીને અસહ્ય થઇ પડે છે, તેને પોતાના ઘરમાં રાખવાનું વચન તે પોતાના પતિ વિપિન પાસેથી મેળવે છે અને તે પણ વચન ન પાળતાં પોતે જ ગાડી કરી માંદા કેષ્ટોને સાથે લઇ પીયર જવા નીકળે છે. પત્નીનું સત્ય—પ્રચંડ સ્વરૂપ પ્રેમાળ અને સરલ વિપિન ઓળખે છે અને બન્નેને ઘેર લઇ જાય છે.

હેમાંગિની એક પ્રેમાળ માતા હોવા ઉપરાંત સત્ય અને ન્યાયને માટે પ્રચંડ અને અનિરૂદ્ધ આગ્રહ ધરાવનારી છે. છેલ્લા પ્રસંગનું વર્ણન કરતાં કથાકાર લખે છે:

વિપિનને યાદ આવ્યું કે જે દિવસે મોતી લોહારના અનાથ ભાણેજનો બાગ વેચવા માટે તે એકલી બધા લોકોની વિરુદ્ધ ઉભી થઇ હતી તે દિવસે તેના મુખ ઉપર આવો જ ભાવ હતો અને તેનો કંઠસ્વર આવો જ હતો. મનમાં લાગ્યું કે આ મઝલી વહુ એવી નથી કે જેના વિચાર ડોળા કાઢી ધમકાવી બદલાવી શકાય.

વિપિન નમ્ર સ્વરે બોલ્યોઃ "માફ કરો મઝલી વહુ, પાછાં વળો."

આવી સ્ત્રીની સત્યનિષ્ઠા આગળ સામાન્ય રીતે સતીત્વના નામથી ઓળખાતો ગુણ તો કેવળ અભાવાત્મક ગુણ જણાય છે. હેમાંગિનીનું ચરિત્ર જોતાં ચિત્તમાં પ્રસન્ન શ્રદ્ધા ઉપજે છે કે સંસારને પવિત્ર કરવાનું સ્ત્રીના જેવું બીજું કોમલ અને કાર્યકારી સાધન નથી.

વાર્તાની વસ્તુ વિકસાવવામાં, પ્રસંગોમાંથી ઉત્તરોત્તર વધારે ને વધારે ચમત્કારી પ્રસંગો આણવામાં કથાકાર અદ્ભુત કૌશલ બતાવે છે. પ્રસંગો જ પોતાની મેળે પાત્રોની માનસિક દશા પૂરેપૂરી કહી આપે છે, અને પાત્રોને આપણે નજરોનજર જોઈયે છીયે. ટુંકી વાર્તાઓમાં રસવૈવિધ્ય આવી શકતું નથી. અને આ વાર્તાઓમાં ઘણે ભાગે કરુણની જ ખીલવટ છે. કરુણ લાંબો વખત ચિત્તગ્રાહી થઇ શકતો નથી, પણ માતાના સ્નેહના કોમળ મંગલમય વાતાવરણમાં વાંચનાર અનેક અનુભવો લેતો અન્ત સુધી રસમય રહે છે. અને એ કોમલતામાં પણ આછું હાસ્ય, ભાવની પ્રબલતા અને બુદ્ધિના વિવિધ રંગો આવે છે.

અમે અત્યાર સુધી માત્ર સ્ત્રીપાત્રો વિષે જ કહ્યું. પણ તે સિવાયનાં પાત્રો પણ એટલાં જ સુરેખ છે. ત્રણેય મુખ્ય પાત્રોનાં જોડકાંની અન્નપૂર્ણા, દિગમ્બરી અને કાદંબિની પણ અપૂર્વ કલાથી ચીતરાયાં છે. પણ અમે માત્ર બે જ બીજાં પાત્ર વિષે કહીશું. બિન્દુનો જેઠ જાદવ સૌજન્ય, ભોળપણ, ક્ષમા, સહનશીલતાની મૂર્તિ વાંચનારની આંખ આગળથી કદિ ખસનાર નથી. હિન્દુઓમાં ઘણીવાર બહારની દેખાતી આળસ, મન્દતા, વ્યસન નીચે જે બહાદુરી, ઉદારતા, અખૂટ ધૈર્ય અને બીજાનાં મન સમજવાની શક્તિ ગૂઢ રહેલાં છે તે લેખકે બહુ

સૂક્ષ્મતાથી બતાવ્યાં છે. મઝલી વહુ બિન્દુનો દુરાગ્રહ—ભૂંડપ જ્યારે કોઈ સાંખી શકતું નહોતું, કોઇ માફ કરી શકતું નહોતું, અને જ્યારે એની ભૂંડપને લીધે જાદવને સૌથી વધારે દુઃખ વેઠવું પડતું હતું ત્યારે પણ તે તો મઝલી વહુની મંગલ મૂર્તિ જ દેખતો હતો, અને તેને માફ કરવા તેના ચિત્તને પ્રયત્ન સરખો કરવો પડ્યો નથી.

બીજું આકર્ષક પાત્ર અમને રામલાલ લાગ્યું છે. પાણીનાં માછલાં, વનનાં ઝાડ, ગામનાં છોકરાં સર્વ પર જે રાજ્ય ચલાવે, ગામના ખેડુતથી તે સરકારી દાક્તર સુધી સૌ જેનાથી ડરતા ચાલે એવા ભરાડી, બળમાં અદમ્ય પણ પ્રેમથી આપોઆપ જ દમ્ય થનારા, ભોળા અને જુવાન ભાભી જેને ખોળામાં લઇ ખવરાવતાં સંકોચ પણ ન પામે એવા નિર્દોષ કિશોરો દેશમાં ઘેરઘેર જોઇને કોણ આનન્દ ન પામે ?

મહાદેવભાઇએ આ વાર્તાઓનો અનુવાદ એટલો સુન્દર અને સફળ કર્યો છે કે માણસોનાં અને સગપણનાં નામો અને સંબોધનો બંગાળી ન હોત તો કોઇ આને જરૂર સુરત આસપાસના ભાગની વાર્તાઓ સમજત.

રામનારાયણ વિ. પાઠક

---

# શરત્ બાબુની
# ત્રણ વાર્તાઓ

# બિન્દુનો કીકો

## ૧

જાદવ મુકર્જી અને માધવ મુકર્જી સગા ભાઇ ન હતા એ વાત પોતે તો ભૂલી ગયા જ હતા, પણ બહારનું જગત પણ ભૂલી ગયું હતું. દરિદ્ર જાદવે જેમ તેમ કરી નાના ભાઇ માધવને કાયદાની પરીક્ષા સુધી ભણાવી પાસ કરાવ્યો હતો, અને મહા મહેનતે ધનાઢ્ય જમીનદારની એકની એક છોકરી બિન્દુવાસિનીની સાથે તેનો વિવાહ તે જોડી શક્યો હતો. બિન્દુવાસિની અસાધારણ રૂપવાન હતી. જે દિવસ તે પહેલ-વહેલી પોતાનું અતુલ રૂપ અને દશ હજાર રૂપીયા લઇને ઘર માંડવા આવી તે દિવસે તેની જેઠાણી અન્નપૂર્ણાની આંખમાં આનન્દનાં આંસુ માયાં ન હતાં. ઘરમાં સાસુ નણંદ ન હતાં, પોતે જ ગૃહિણી હતી. નાની વહુનું મુખ બતાવી પડોશણોને અભિમાનથી તેણે કહ્યું હતું, " ઘરમાં વહુ લાવવી તો આવી લાવવી ! જાણે નરી લક્ષ્મીની મૂર્તિ !" પણ ચાર દિવસમા તેની એ ભ્રાન્તિ ભાંગી. ચાર દિવસમાં જ તેને ખબર પડી કે નાની

વહુ એક તરફથી રૂપ અને રૂપીયા લાવી છે, ત્યારે બીજી તરફથી ચારગણું અભિમાન અને રૂઆબ લઇને આવી છે. એક દિવસ જેઠાણીએ સ્વામીને એકાન્તમાં લઈ જઇ કહ્યું, "અરે જાણ્યું ? રૂપ અને રૂપીયાની પોટલી જોઇને વહુ તો લાવ્યા, પણ કાળી નાગણ લાવ્યા છો !"

જાદવે માન્યું નહિ; માથું ખજવાળ્યું. "સાચે જ ? સાચે જ ?" કહી કચેરીમાં ચાલ્યો ગયો.

જાદવ અતિશય શાન્ત પ્રકૃતિનો માણસ હતો. જમીનદારની કચેરીમા નાયબી ભલી, અને ઘેર આવી પોતાની સેવાપૂજા ભલી. માધવ મોટા ભાઇના કરતાં દશ વરસ નાનો હતો. તેણે હવે વકીલાત શરૂ કરી હતી.

તેણે આવી ભાભીને કહ્યું, "ભાભી, દાદાને રૂપીયા જ એકલા વહાલા લાગ્યા? ચાર દહાડા ખમી જાત તો હું યે કમાઇને રૂપીયા લાવી આપત." અન્નપૂર્ણા ચૂપ રહી.

આ ઉપરાંત એક પીડા એ હતી કે નાની વહુને વઢાય એમ પણ ન હતું. તેને ભયંકર આંકડીનો વ્યાધિ હતો. તેની આંકડી જોઇને ઘરનાં બધાં માણસ ફફડી જતાં, અને ડાકટર બોલાવ્યા વિના છુટકો ન જણાતો. આમ આરત કરીને વિવાહ કરવામાં એક ભૂલ જ થઇ હતી એવી ધારણા સૌના મનમા મજબૂત થવા લાગી હતી. માત્ર જાદવ નિરાશ થયો ન હતો. તે સૌની સામે ટક્કર ઝીલતો અને કહેતો, "ના ભાઈ ના, તમે પાછળથી જોશો. વહુમા મારીનું જગદમ્બાના જેવું રૂપ છે તે શું નિષ્ફળ હોય ? એમ બને નાહ."

એક દિવસ કોણ જાણે શી વાત ઉપરથી નાની વહુને મ્હોં ચઢાવીને ચુપચુપ બેઠેલી જોઇ અન્નપૂર્ણાનો ભયથી જીવ

ઉડી ગયો. એકદમ તેના મનમાં શું થઈ આવ્યું, હરિ જાણે! ઘરમાં ઝટપટ દોડી જઈ પોતાના દોઢ વરસના ઉંઘતા બાળક અમૂલ્યચરણને ઉઠાવી લાવી બિન્દુના ખોળામાં નાંખી ત્યાંથી ઉપડી ગઈ. અમૂલ્ય કાચી ઉંઘમાંથી જાગી ઉઠવાને લીધે ચીસો પાડી ઉઠયો. બિન્દુ જેમ તેમ કરી સાવધ થઈ, આંકડીમાંથી બચી જઈ, બાળકને કેડે લઈ ઘરમાં ચાલી ગઈ. અન્નપૂર્ણાએ આડે ઉભા રહીને આ તમાશો જોયો, અને આંકડીના વ્યાધિનું આ અમોઘ દૈવી ઔષધ લાધ્યું જાણી હર્ષઘેલી થઈ ગઈ.

સંસારનો બધો ભાર અન્નપૂર્ણાના માથા ઉપર હતો એટલે તેને બાળકને ઉછેરવાનો ભાગ્યે જ વખત મળતો. વળી આખા દિવસના કામકાજ પછી રાત્રે બાળકની સાથે ઉંઘ ન આવે તો તેને ભારે અસુખ થતું. તેથી બાળકને રાખવાનું, ઉછેરવાનું કામ નાની વહુએ લીધું.

એકાદ મહિના પછી એક દિવસ સવારે તે બાળકને કેડમાં લઈ રસોડામાં જઈ બોલી, "મોટી બહેન, અમૂલ્યધનનું દૂધ ક્યાં ?"

અન્નપૂર્ણા ઝટપટ હાથમાંનું કામ છોડી ગભરાયેલી ગભરાયેલી બોલી, "એક મિનિટ ઉભી રહે, બહેન, આ ગરમ કરી દીધું."

બિન્દુ રસોડામાં પેસીને દૂધ તૈયાર ન થયેલું જોઈ ચીડાયેલી તો હતી જ. ઘાંટો પાડી બોલી ઉઠી, "કાલે પણ તમને કહ્યું હતું કે મારે આઠ વાગ્યા પહેલાં દૂધ જોઈયે. આઠના નવ વાગ્યા! તમને જો એ કામ બહુ ભારી લાગતું હોય તો, બહેન, મને ચોખ્ખું કહી દોની, હું બીજો ઉપાય કરી લઉં. (રસોઈ કરનાર બ્રાહ્મણીને ઉદ્દેશીને) હેં અલિ! તારામાંયે

જરા ફુરસદ ન મળે તો. આખા ઘરનાં તપેલાં ઉતારવાનાં બે મિનિટ પછી નહિ ઉતારાય કે ?"

બ્રાહ્મણી ચૂપ રહી. અન્નપૂર્ણા બોલી, "તારી માફક માત્ર છોકરાને ન્હવરાવી કાજળ આંજવાનું અને બિંદી કરવાની જ હોત તો અમારામાં પણ ફુરસદ હોત. એક મિનિટ ખમાય નહિ કે નાની વહુ ?"

નાની વહુએ વળી ઉત્તર વાળ્યો, "તમને અધરામાં અધરા સમ છે, જો હવે કોઇ દિવસ અમૂલ્યના દૂધમાં હાથ નાંખ્યો તો ! હુંયે ફરી કોઇવાર તમને જો કહું તો મારૂં નામ નાની વહુ નહિ." આમ કહી અમૂલ્યને મેજ ઉપર ધબ દઇને બેસાડી, દૂધનું વાસણ લઈ આવી તેણે ચૂલા ઉપર ચઢાવ્યું. આ વિચિત્ર સપાટાથી અમૂલ્ય ગભરાઇ બૂમો પાડયા વિના રહે ? બિન્દુએ તેના ગાલ આમળાવી કહ્યું, "ચૂપ લુચ્ચા, ચૂપ ! બૂમ પાડી તો મારી નાંખીશ." બિન્દુનો સપાટો સાંભળી ઘરની નોકરડી દોડતી આવી કીકાને લેવા ગઇ, પણ બિન્દુએ તેને ધમકાવી કાઢી, "આઘી જા, અહીંથી આઘી!"

તે આગળ આવવાની હિંમત કરી શકી નહિ; ભયની મારી સડક થઇને ઉભી રહી. બિન્દુ, આ પછી કોઇની સાથે કશું બોલ્યા વિના રોતા બાળકને કેડમાં લઈ દૂધ ગરમ કરવા લાગી.

અન્નપૂર્ણા પણ જોઇ રહી. ઘડીક પછી બિન્દુ દૂધ લઇ ચાલી ગઇ એટલે બ્રાહ્મણીને કહેવા લાગી, "અલિ જોયો તમાશો ? પેલે દિવસે હસતાં હસતાં કહ્યું હતું ને કે 'અમૂલ્યને તું જ રાખ.' તેને જોરે જ નાની વહુ આજે મને સમ દઈ ગઇ !"

ગમે તેમ હોય, આવી રીતે અન્નપૂર્ણાનો બાળક બિન્દુ-વાસિનીને ખોળે મોટો થવા લાગ્યો, અને આનું પરિણામ એ આવ્યું કે અમૂલ્ય કાકીને મા, અને માને 'દિદિ' * કહેતાં શીખ્યો.

## ૨

આ પછી ચારેક વર્ષે એક દિવસ ભારે ધામધૂમથી સરસ્વતીપૂજન થયું અને અમૂલ્યના હાથમાં ખડી આપવામાં આવી.† તેને બીજે દિવસે સવારે અન્નપૂર્ણા રસોડામાં મશગૂલ હતી. બહારથી બિન્દુવાસિનીએ બૂમ પાડી કહ્યું, "દિદિ, અમૂલ્યધન પ્રણામ કરવા આવે છે, જરા બહાર તો આવો."

અન્નપૂર્ણા બહાર આવી અમૂલ્યનો શણગાર જોઇ આભી જ બની ગઇ. આંખમાં કાજળ, કપાળે બિંદડી, ગળામાં સોનાનો હાર, માથે ઓળીને વાળેલો ચોટલો, અંગે હળદી રંગે રંગેલું પહેરણ, એક હાથમાં દોરડીએ બાંધેલો માટીનો ખડીયો, બગલમાં નાની સાદડીમાં વીંટાળેલાં તાલપત્ર.

બિન્દુએ કહ્યું, "દિદિને પ્રણામ કરો, બાઇ."

અમૂલ્યે માતાને પ્રણામ કર્યા.

તેના પગમાં જોડા ન હતા, મોજાં ન હતાં, અંગે અનેક પ્રકારનાં વિલાયતી કપડાં ન હતાં. અન્નપૂર્ણા આ વિચિત્ર પોશાક જોઈ હસીને બોલી, "આવું આવુંયે તને આવડે કરતાં નાની વહુ? કીકો ભણવા જાય છે કેમ?'

---

* બિન્દુ જેઠાણીને 'દિદિ' (મોટી બહેન) કહેતી હતી તે સાંભળી છોકરો પણ તેને 'દિદિ' કહેવા લાગ્યો.

† બાળકને નિશાળે મુકવાને આગલે દહાડે 'હાતેખડિ'ની ક્રિયા થાય છે. સરસ્વતીપૂજન પછી પાટી ઉપર લખવાની ખડી બાળકના હાથમાં આપવામાં આવે છે.

બિન્દુ હસીને બોલી, "હા, ગંગા પંડિતની પાઠશાળામા મોકલું છું. આશીર્વાદ દો, દિદિ, જે આજનો દિવસ એના જીવનમાં સફળ થાય."

ચાકરને સંબોધીને બોલી, "ભૈરવ, પંડિત મહાશયને મારૂં નામ લઇને ખાસ કરીને કહેજે કે મારા છોકરાને મારઝુડ ન કરે." દિદિ, લો આ પાંચ રૂપીયા, અને સારૂં સરખું સીધું થાળમાં ભરી, એ રૂપીયા લઈ કદમની સાથે પાઠશાળામાં મોકલી આપો." કહી ખૂબ હેતથી ચુંબન લઈ બાળકને કેડે લઈ ચાલી ગઈ.

અન્નપૂર્ણાની બન્ને આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. બ્રાહ્મણીને બોલાવીને તેણે કહ્યું, "છોકરા સિવાય બીજી કશી વાત છે એને ? તોયે તો પેટ જણ્યો તો છે નહિ. તેમ હોત તો તો કોણ જાણે શું કરત !"

બ્રાહ્મણી બોલી, "એટલે જ, મને લાગે છે કે ભગવાને કાંઇ એને આપ્યું નહિ. જુઓની અઢાર ઓગણીશ વરસનાં તો થયાં."

વાત પૂરી ન થવા પામી. નાની વહુ એકલી પાછી આવીને બોલી, "દિદિ, મોટાભાઇને કહીને આપણા ઘરની સામે એક નિશાળ નહિ કઢાવાય ? હું બધો ખરચ આપીશ."

અન્નપૂર્ણા હસી પડીને બોલી, "હજી બે ડગલાં તો તે ગયો નથી એટલામાં તો તારો વિચાર ફરી ગયો. ન રહેવાતું હોય તો તુંયે જાની, નિશાળમાં જઇને બેસી રહેજે."

બિન્દુ જરા ઝંખવાણી પડી હસીને બોલી, "વિચાર ફર્યો નથી, દિદિ; પણ મનમાં થાય છે કે આઘે હોય તે એક વાત અને આંખ આગળ હોય તે જુદી વાત. છોકરાઓ મુઆ નઠારા હોય છે. એને એકલો જોઇને કદાચ મારેઝુડે તો ?"

અન્નપૂર્ણા—માર્યાં માર્યાં ! છોકરાઓ મારે ! સૌનાં છોકરાં સરખાં. નાની વહુ, તેમનાં માબાપ તેમને નિશાળે મોકલી શકે, તો તું શા માટે તારાને ધીરી નથી શકતી ?

બીજાં છોકરાં સાથે સરખામણી બિન્દુને પસંદ પડતી નહિ. એટલે જ, મનમાં જરા ચીડાઇ બોલી, “ તમારૂં તો બધું કામ જ વિચિત્ર, દિદિ. ધારો કે કોઇ એની આંખમાં કલમ જ ઘોંચી બેસે તો ?”

અન્નપૂર્ણા તેના મનનો ભાવ સમજી હસીને બોલી, “ ઘોંચી બેસે તો ડાકટરને ત્યાં લઇ જઇયે. પણ સાચું કહું છું તને, હું તો સાત દહાડા ને સાત રાત બેઠી બેઠી વિચાર કરૂં તોયે આંખમાં કલમ ઘોંચવાનું તો મને મનમાંયે આવી શકતું નથી. આટલા છોકરા ભણે છે. કોઇએ કોઇની આંખમાં કલમ ઘોંચી તો સાંભળી નથી.”

બિન્દુ—તમે સાંભળી નથી એટલે શું તેમ થાય નહિ ? થનાર વસ્તુ કોણ કહી શકે એમ છે ? વારૂ, પણ તમે એક વાર કહી તો જોજો; પછી જે થાય તે જોઇશું.

અન્નપૂર્ણા ગંભીર થઇને બોલી, “ શું થશે તે જોઇ શકું છું. તેં એકવાર મનમાં લીધું છે તે શું કર્યા વિના છોડવાની છે ? પણ મારે મ્હોડેથી એવી અઘટિત વાત નીકળે નહિ. તુંયે એમની સાથે બોલે છે. શા માટે તું જ નથી કહેતી ? ”

આ વેળા બિન્દુ ચીડાઈ બોલી, “ બોલીશસ્તો. આટલે દૂર રોજ રોજ મારાથી છોકરાને મોકલાશે નહિ. એમાં કોઇને સારૂં લાગો ન લાગો, એ ભણો ન ભણો. અરે કદમ ! તને કહ્યું નહિ કે સીધું આપી આવ ? ‘હાં’ કહી ઉભી કેમ રહી છે ?”

તેને ચીડાયેલી જોઇ અન્નપૂર્ણા ગભરાઈ. “ સીધું આપું છું. એકીવારે ઉતાવળી ના થા નાની વહુ ! વારૂ, તારો

છોકરો મોટો નહિ થવાનો કે ? શું સદાકાળ તું એને સોડમાં સંતાડી રાખી શકવાની છે કે ? એટલું વિચારતી કેમ નથી ?"

નાની વહુ આનો જવાબ ખાઈ જઈ બોલી, " કદમ, સીધું લઇ જઈ ગુરુમહાશયના ચરણની ધૂળ જરા એના કપાળે અડાડી છોકરાને પાછો લઇ આવજે, અને તેમને પણ પાછલા પહોરે આવી જવાનું કહેજે. જે સમજે નહિ તેની સાથે કોણ માથાઝીક કરે ? મેં કહ્યું, 'નાનો જાણીને કોઇ મારઝુડ કરે તો ?' તો મને કહે છે, 'ના, સદાકાળ તું એને સોડમાં સંતાડી રાખવાની છે ?' રાખી શકીશ કે નહિ તેની ચર્ચા કરવા તો હું નહોતી આવી ?" આમ બોલી ઉત્તરની અપેક્ષા કર્યા વિનાં ઝટપટ ચાલી ગઈ.

અન્નપૂર્ણા સ્તબ્ધ ઉભી રહી.

કદમ બોલી, " હવે ઉભાં ન રહો, મા. વળી કદાચ પાછો સપાટો આવી પડે. એઓ જે મનમાં લે છે તેને વિધાતાએ રદ કરવા સમર્થ નથી. "

તે દિવસ સંધ્યાકાળ પછી જાદવ અફીણ લઇ પથારી ઉપર જરા પડખું વળી પડયો પડયો, હુક્કાની નળી મ્હોંમાં ઘાલી નૃથાની પીઠ પર ચાબુક ચલાવી રહ્યો હતો. તેવામાં બારણું ખખડયું.

જાદવ જેમ તેમ કરી આંખ ખોલી બોલ્યો, " કોણ રે ?"

અન્નપૂર્ણા ઓરડામાં પેશી બોલી, " નાની વહુ કાંઇ કહેવા આવી છે, સાંભળો."

જાદવ ખળભળી ઉઠી બોલ્યો, " નાની મા ? કેમ મા ?"

નાની વહુના ઉપર તેનો અથાગ પ્રેમ હતો. નાની વહુ કશું બોલી નહિ. તેના તરફથી અન્નપૂર્ણા બોલી, " એના

૧૦૮-૧૮



કીકાની આંખમાં નિશાળના છોકરા કલમ ઘોંચી બેસે તેથી તમારે ઘરમાં નિશાળ માંડી આપવી પડશે."

જાદવ હાથમાંથી નળી આઘી મુકી, ગભરાઇ બોલી ઉઠયો, "કોણે કલમનો ગોદો માર્યો ? કયાં? જોઉં તો, કેમ કરી માર્યો ?"

અન્નપૂર્ણા તેના હાથમાં નળી ઉઠાવીને આપી, હસીને બોલી, "હમણાં તો કોઇએ નથી માર્યો—પણ જો મારે તો !"

જાદવ ઠીક થઈ બોલ્યો, "ઓહ! જો મારે તો ! હું તો સમજ્યો—"

બિન્દુ આડમાં ઉભી રહી, હાડેહાડ સળગી જઇ, દબાયેલે સ્વરે બોલી, "દિદિ, તમે તો કહેતાં હતાં કે એવી અઘટિત વાત મારાથી મ્હોંએ ન આણાય. ત્યારે શા માટે બોલવા આવ્યાં ?"

અન્નપૂર્ણા પણ સમજી ગઈ હતી કે વાત બરોબર રીતે મુકાઇ નહિ, અને પરિણામ પણ સારૂં ન આવવાનું. હવે એ દબાયેલા સ્વરનું રહસ્ય બરોબર સમજી તે ખરેખર ગભરાઇ ઉઠી હતી. તેનો ક્રોધ બિચારા સ્વામી ઉપર નીકળ્યો. બોલી, "અફીણના નશામાં માણસની આંખ બંધ થાય છે, કાન પણ બંધ થઇ જાય છે કે શું ? હું બોલી શું અને સાંભળ્યું શું ? પૂછવા લાગ્યા, 'કયાં ? જોઉં તો, કેમ કરી માર્યો ?' મેં તમને શું એમ કહ્યું હતું કે અમૂલ્યની આંખ કોઇએ ફોડી નાંખી ? મારે તો બળ્યું બધી તરફથી દુઃખ તો."

આનો કાંઇ પણ વિરોધ ન કરનાર જાદવનો નશો હવે ઉતરવા માંડયો હતો. તે બિચારો દિગમૂઢ થઇ બોલ્યો, "કેમ, શું થયું ?"

અન્નપૂર્ણા ચીડાઇને બોલી, " જે થયું તે સારૂં જ થયું. આવાં માણસની સાથે વાત કરવા જવું એ જખ મારવા બરોબર છે. મારા કરમના ભોગ." બોલી રોષમાં ને રોષમાં ઓરડામાંથી ચાલી ગઇ.

જાદવ બોલ્યો, " શું થયું છે મા ? સાચેસાચું કહી દો તો."

બિન્દુ બારણાની આડે ઉભી રહી ધીમે ધીમે બોલી, "બહાર કોઠારની પાસે એક નિશાળ માંડવામાં આવે તો—"

જાદવ બોલ્યો, " એ તો સરસસ્તો, મા. પણ ભણાવે કોણ ?"

બિન્દુ બોલી, " પંડિત મહાશય આવ્યા હતા, તેને મહિને દશ રૂપીયા આપવામાં આવે તો નિશાળ અહીં ઉપાડી આણશે. હું કહું છું કે મારા રૂપીયાના વ્યાજમાંથી બધો ખરચ નાકળશે."

જાદવ સંતુષ્ટ થઈ બોલ્યો, " વારૂ તો, મા. કાલે જ હું માણસો કામે લગાડી દઇશ. ગંગારામ અહીં જ પોતાની નિશાળ લઇને આવે તો તેના જેવું બીજું રૂડું શું ? "

જેઠની રજા મળ્યાથી બિન્દુનો રોષ ઉતર્યો. હસતી હસતી રસોડામાં જઈ ડોકીયું કીધું. અન્નપૂર્ણા મ્હોં ચઢાવી બેઠી છે, અને પાસે બેસીને કદમ હાથ મ્હોંના અનેક ચાળા કરી કાંઇ સમજાવી રહી છે. બિન્દુને પેસતી જોઇને જ તેણે ફિકે મ્હોડે " ઓ મા ! આ રહ્યાં ઉભાં " કહી વાત બંધ કરી. બિન્દુ સમજી ગઇ કે તેની જ વાત થઇ રહી હતી. સામે જઇને બોલી, " ઓ મા કેમ ? તે બોલની."

ભયથી કદમ નિર્વાક થઇ ગઇ. જરા ગળચકું લઇ બોલી, " ના દિદિ, કશું નહિ–મોટી મા કહેતાં હતાં કે ધારો કે— છે તે ધારે કે—"

બિન્દુ ચીડાઇને બોલી, " ધાર્યાં ધાર્યાં. જા તું કામ કર. "

કદમ વાત ન કરતાં ચાલી જઇને જ સપાટામાંથી બ
તે ગઈ એટલે બિન્દુએ અન્નપૂર્ણાને કહ્યું, " કેવી ખાસી ?
વહુને સલાહ આપનારી ! મોટાભાઇને કહીને એનો પ
વધારાવવો જોઇએ. "

બિન્દુ જ્યારે ખુશમિજાજમાં હોય ત્યારે અન્નપૂર્ણાને ' દિ
કહેતી, અને ચીડાય ત્યારે ' મોટી વહુ ' કહેતી.

અન્નપૂર્ણા સળગી ઉઠીને બોલી, " જજેની. કહેવું
તો કહેજેની. મોટાભાઇ મારૂં ડોકું કાપી લેશે ! મોટાભ
પાછા એવા તો. તરત જ તેને પૂછવા માંડશે, ' શું છે ?
શું કહો છો મા ! બરોબર છે મા.' બહુએ ભાગ્યવાન
છે; પણ તારા જેવી તો જોવામાં ન આવી, નાની વહુ.
ભાગ્ય લઇને જન્મી છે, માડી, જે આખું ઘર જાણે થ
કાંપી રહે છે ! "

બિન્દુને ક્રોધ ચઢ્યો હતો ખરો, પણ અન્નપૂર્ણાના
કરવાના ઢંગથી તે હસી પડી બોલી, " કેમ, તમે તો ડરતાં ન?

અન્નપૂર્ણા—નહિ ડરતી હઇશ ! તારી ચંડીમૂર્તિ ક
જેની છાતીનું લોહી પાણી નહિ થઇ જાય તેવી હજી
કોઈ માજણી જોઈ નથી. પણ આટલો મિજાજ ર
નહિ, નાની વહુ ! હજી તું નાની કે ? છોકરાં થયાં હત
આજે ચાર પાંચ છોકરાંના મા હોત. અને તનેયે દોષ
દેવો ? પેલા ઘરડા થયા છે તેણે જ આટઆટલાં લાડ લ
તને ચડાવી મુકી છે.

બિન્દુ—ભાગ્ય લઇને જન્મી એ વાત તો તમારી ખરી છે દિદિ. ધનદોલત, લાલનપાલન સૌને મળે છે, તેમાં કાંઇ ભારે વાત નથી, પણ આવા દેવ જેવા જોડ મેળવવાને માટે તો અનેક જન્મજન્માન્તરની તપસ્યા જોઇયે! મારૂં ભાગ્ય દિદિ; તેમાં તમે દુઃખી થઇને શું કરશો ? પણ લાડ લડાવીને તેમણે નથી માથું ફેરવ્યું; લાડ લડાવીને જો માથું ફેરવ્યું હોય તો તે તમે !"

અન્નપૂર્ણા હાથ લાંબા કરીને બોલી, "મેં ! એ વાત તો કોઇ કહે એમ નથી. હું તો, મારૂં ચાલે તો, બહુ આકરી છું, પણ કરૂં શું ? મારૂં નસીબ જ અવળું છે. કોઈ મારાથી ડરતું જ નથી. નોકર ચાકર સુદ્ધાં મ્હોડા ઉપર સામું બોલે છે, જાણે તે જ શેઠ હોય અને હું નોકરડી હોઉંને ! હું એ બધું સાંખી રહું છું. બીજું કોઇ હોત તો—"

તેની આવી આડીઅવળી વાતથી બિન્દુ ખિલખિલ હસી પડી બોલી, "દિદિ, તમે તો સતયુગનાં માણસ છો. દુઃખી થવા કળિયુગમાં શા સારૂ જન્મ્યાં ? કેમ મારી સાથે કોઇ ઝગડો કરતું નથી ?" બોલી એકદમ સામે આવી ઘુંટણીએં પડી બન્ને હાથે અન્નપૂર્ણાને ગળે વળગી પડી બોલી, "એક વાત કહોની, દિદિ!"

અન્નપૂર્ણા ચીડાઇને બોલી, "જા, ખસ અહીંથી !"

કદમ દોડતી આવીને કહેવા લાગી, "દિદિ, અમૂલ્યધન ચુડીએ હાથ કાપીને રૂએ છે."

બિન્દુ તરત જ ગળું છોડી ઉભી થઇને બોલી, "ચુડી મળી ક્યાંથી ? તમે બધાં શું કરતાં હતાં ?"

"હું પેલા ઓરડામાં બિછાનું કરતી હતી, દિદિ, હું તો જાણુતીયે નથી ક્યારે એ મોટી માના ઓરડામાં પેઠો—"

"વારૂ થયું, થયું, જા;" કહી બિન્દુ ત્યાંથી ઉપડી ગઇ. ઘડીકમાં અમૂલ્યની આંગળીને છેડે ભીના ચીથરાની પટ્ટી બાંધી કેડે લઇ આવીને કહેવા લાગી, "વારૂ દિદિ, તમને કેટલીયે વાર કહ્યું છે કે બચ્ચાંકચ્ચાંવાળા ઘરમાં સૂડી બૂડી વગેરે સંભાળીને મુકવાં જોઇયે—તે—"

અન્નપૂર્ણા વળી વધારે ચીડાઇને બોલી, "તું તો એવી એવી વાતો કરે છે, નાની વહુ, કે જેને થડ મૂળ કાંઇ હોતું નથી. કદિક તારો ફીકો ઓરડામાં પેસી હાથ કાપે તેટલા સારૂ સૂડી તાળાકુંચીમાં વાસી રાખું કેમ ?"

બિન્દુ—"ના, કાલથી એને દોરડીએ બાંધી રાખીશ. એટલે ફરી ઓરડામાં પેસે નહિ." બોલી બહાર ચાલી ગઇ.

અન્નપૂર્ણા—સાંભળી કદમ, એની જબરજસ્તીની વાત ! સૂડી તે લોક પેટીમાં વાસી રાખતા હશે ?

કદમ કાંઈ બોલવા જતાં જતાં 'હા' કહી અટકી ગઇ.

બિન્દુ પાછી આવી બોલવા લાગી, "ફરી જો તમે નોકરચાકરનો ફેંસલો લેવા જશો તો, સાચેસાચું કહી દઉં છું તમને, કે છોકરો લઇને હું મારે પીયર ચાલી જઇશ."

અન્નપૂર્ણા—ચાલી જાને. પણ માથું ફાડીને મરી જશે તોયે પાછી લાવવાનું નામ સુદ્ધાં પાડવાની નથી, એ યાદ રાખજે.

"પાછી આવે મારો દૈ" કહી બિન્દુ મ્હોં ચઢાવી ચાલી ગઇ. બે કલાક પછી અન્નપૂર્ણા ધમધમ કરતી નાની વહુના ઓરડામાં પેઠી. ઓરડાને એક છેડે એક નાની મેજ ઉપર માધવચન્દ્ર મુકદ્દમાના કાગળો જોઇ રહ્યા હતો, અને

બિન્દુ અમૂલ્યને લઈ ખાટલા ઉપર સૂતી સૂતી ધીમેધીમે વાત કહી રહી હતી. અન્નપૂર્ણા બોલી, " ચાલ, ખાવા. "

બિન્દુ—મને ભૂખ નથી.

અમૂલ્યે ઝટપટ કાકીને ગળે વળગી ઉત્તર દીધો, " નાની મા નથી ખાવાનાં, તમે જાઓ. "

અન્નપૂર્ણાએ તેને ધમકાવ્યો, " તું ચૂપ રહે. આ છોકરો જ બધી મ્હોકાણનું મૂળ છે. આટલાં લાડ લડાવે છે, નાની વહુ! પણ આખરે ખબર પડશે. ત્યારે જ પછી રોઈશ ને કહીશ કે ' હા, દિદિ ખરૂં કહેતાં હતાં. ' "

બિન્દુએ હળવે હળવે અમૂલ્યના કાનમા કાંઈક શીખવ્યું. અમૂલ્ય ધાંટો પાડીને બોલ્યો, " તમે જાઓને દિદિ, નાની મા આગીયા વૈતાળની વાત કરે છે. "

અન્નપૂર્ણાએ પાછો તેને ધમકાવ્યો. " ભલું ચાહતી હોય તો ઉઠી આવ, નાની વહુ ! નહિ તો પછી કાલે તમને બન્નેને વિદાય ના કરૂં તો મારૂં નામ અન્નપૂર્ણા નહિ. " કહી જેમ આવી હતી તેમ ધમધમ કરતી બહાર નીકળી ગઈ.

માધવે પૂછ્યું, " આજે વળી તમારી વચ્ચે શાં ખાટાં-મોળાં થયાં ? "

બિન્દુ—દિદિ જ્યારે ચીડાય છે ને જે થાય છે તેસ્તો. આજે જરા ભૂલમાં મારાથી બોલાઈ જવાયું કે બચ્ચાં-કચ્ચાંના ઘરમાં સૂડી ખૂડી સંભાળીને રાખવી, તેટલામાં આ મોટું કાંડ થયું છે.

માધવ—વધારે ગડબડ કરો નહિ, જાઓ. ભાભી એવાં ધમધમ કરતાં ગયાં છે કે દાદા (મોટાભાઇ) ઉઠી પડશે.

બિન્દુ અમૂલ્યને કેડે લઇ, હસી, રસોડામાં ચાલી ગઇ.

## ૩

એક માનાં બે બાળ માની ઓથે જેમ મોટાં થાય છે, તેમ આ બે માતાઓએ એકમાત્ર સંતાનની ઓથે વળી ૭ વર્ષ વીતાડયાં. અમૂલ્ય મોટો થયો છે. હવે તે હાઇસ્કુલના બીજા વર્ગમાં ભણે છે. ઘેર માસ્તર રાખ્યો છે. સવારે તેની પાસે ભણી અમૂલ્ય ખેલવા બહાર નીકળી પડયો છે. આજે રવિવાર હતો, નિશાળ ન હતી.

અન્નપૂર્ણા ઓરડામાં આવી બોલી, "નાની વહુ, શું કરીયે કહેની ?"

બિન્દુ પોતાના ઓરડાની મેજ ઉપરની આલમારી ખાલી કરી અમૂલ્યનાં કપડાં પસંદ કરી કરીને કાઢી રહી છે. કાકાની સાથે કોઇ માતબર અસીલને ઘેર જમવાનું નિમન્ત્રણ હતું ત્યાં અમૂલ્ય જવાનો હતો. બિન્દુ સામે જોયા વિના જ બોલી, "શેનું, દિદિ ?"

તેનો મિજાજ જરા નાખુશ હતો. અન્નપૂર્ણા ભાત-ભાતનાં કપડાંનો ઢગલો જોઇને દિઙમૂઢ બની ગઇ હતી, એટલે તેના મ્હોંનો ભાવ સમજી શકી નહિ. થોડીવાર મૂંગી જોઇ રહી, પાછું પૂછ્યું, "આ બધાં કપડાં અમૂલ્યનાં કે ?"

બિન્દુ—હા.

અન્નપૂર્ણા—તું કેટલા પૈસા બગાડે છે. એના એક કપડાંના પૈસે ગરીબના છોકરાનાં આખા વરસનાં લુગડાંલત્તાં થાય.

બિન્દુ ચીડાઇ. પણ સ્વાભાવિક રીતે બોલી, "તે થાય, પણ ગરીબ અને મોટામાં તફાવત તો રહેવાનો જ. તે માટે દુઃખી થયે તે શું વળે, દિદિ ?"

અન્નપૂર્ણા—ભલે આપણે મોટાં માણસ હોઈયે; પણ તારો તો બધાં કામમાં હાથ છુટો જ જોઉં છું.

બિન્દુ હવે તેની સામે જોઈ બોલી, "જે કહેવા આવ્યાં હતાં તે કહી દોની, દિદિ. હમણાં મને વખત નથી."

"તમને વખત વળી હોય છે ક્યારે, નાનાં વહુ !" કહી ઠસ્સો કરી તે ચાલી ગઇ.

ભૈરવ અમૂલ્યને બોલાવી લાવવા ગયો હતો. તેને શોધી લાવતાં તેને કલાકેક થયો.

બિન્દુએ પૂછ્યું, "ક્યાં હતો અત્યાર સુધી ?"

અમૂલ્ય ચૂપ રહ્યો.

ભૈરવ—પેલા ફળીયાના ખેડુતના છોકરાઓ સાથે ગિલ્લી-દંડા રમતો હતો. આ રમતથી બિન્દુ બહુ ડરતી હતી, એટલે તે રમવાની તેણે મનાઇ કરેલી હતી. બોલી, "ગિલ્લીદંડા રમવાની મેં ના નથી કહી ?" અમૂલ્યનું મ્હોં ડરથી ઉતરી ગયું. બોલ્યો, "હું ઉભો હતો. તેઓ મને જબરદસ્તીથી—"

"જબરદસ્તી કરીને તને ? વારૂ, હમણાં જવાનું છે. જા, પછી જોઇ લઇશ." કહી તેને પોશાક પહેરાવવા લાગી.

બે મહિના ઉપર અમૂલ્યને જનોઈ દીધું હતું. મુંડન કરેલા તાલકા ઉપર જરીની ભરેલી ટોપી પહેરવા સામે તેને સખત વાંધો હતો, પણ બિન્દુ કાંઇ તેને છોડે એમ નહોતી. તેણે મારી બાંધીને પહેરાવી. અમૂલ્ય મુંડિત માથે જરીની ટોપી પહેરી ઉભો ઉભો રોવા લાગ્યો. માધવ ઓરડામાં પેસતાં પેસતાં બોલ્યો, "હજી કેટલીક વાર થશે રે ?" બીજી ક્ષણે અમૂલ્યના તરફ દૃષ્ટિ પડતાં જ હસીને બોલ્યો, "વાહ ! જાણે મથુરામાં કૃષ્ણચંદ્ર રાજા થઇ રહ્યા છે !"

અમૂલ્ય શરમાઇને ટોપી ફેંકી દઇ ખાટ ઉપર ઉખડો પડચો. બિન્દુનો મિજાજ ગયો. બોલી, " એક તો છોકરો બિચારો રડતો હતો, તેમાં વળી તમે—"

માધવ ગંભીર થઇ બોલ્યો, " રો નહિ, અમૂલ્ય, ઉઠ. લોક પાગલ કહેશે તો મને કહેશે. તું ચાલ."

બરોબર આજ પ્રમાણે પહેલાં પણ એક દિવસ બન્યું હતું, અને બિન્દુ તેથી અત્યન્ત ચીડાઇ હતી. તેવી જ વાત પાછી બનવાથી તે હાડેહાડમાં સળગી જઇ બોલી, " હું બધાં કામ પાગલની માફક કરૂં છું કેમ ? " કહી, ઉઠી અમૂલ્યને ઉપાડી આણી, પંખાના હાથા વતી સડસડ થોડા સોળ ચોડી, કિંમતી મખમલનાં કપડાં ખેંચી ખેંચીને ઉતારી લઇ ફેંકવા લાગી.

માધવે ડરતાં ડરતાં બહાર જઇ અન્નપૂર્ણાને ખબર દીધી, " માથામાં ભૂત ભરાયું છે, ભાભી, જરા જાઓની."

અન્નપૂર્ણાએ ઓરડામાં જઇ જોયું તો બિન્દુ બધાં કપડાં ઉતારીને સાધારણ વસ્ત્ર પહેરાવી રહી છે. અમૂલ્ય ઉભો છે, તેનું મ્હોં ભયથી પડી ગયું છે.

અન્નપૂર્ણા—સરસ તો લાગતો હતો, નાની વહુ, કપડા ઉતારી શા માટે લીધાં?

બિન્દુ અમૂલ્યને છોડી, એકદમ ગળામાં લુગડાંનો છેડો નાંખી હાથ જોડી બોલી, " તમારે પગે પડું છું, મોટી વહુ, મારી સામેથી જાઓ. તમારા પાંચ જણની તળાવટમાં એનાં હાડકાં રંગાઇ જશે."

અન્નપૂર્ણા નિર્વાક થઇ ઉભી રહી.

બિન્દુ અમૂલ્યનો એક કાન પકડી તેને ખેંચી લાવી ઓરડાના એક ખૂણામાં તેને ઉભો રાખી બોલી, " જેવો નઠારો

તું છોકરી છે તેવી જ તને સજા થવી જોઇયે. આખો દિવસ ઓરડામાં ગોંધાઇ રહે. દિદિ બહાર આવો. હું બારણું બંધ કરૂં છું." કહી બહાર આવી સાંકળ ચડાવી.

તે વેળા લગભગ એક વાગ્યો હતો. અન્નપૂર્ણાથી ન રહેવાયું એટલે બોલી, "હેં, નાની વહુ, સાચે જ આજે તું અમૂલ્યને ખાવા નહિ દે? શું તેને માટે ઘરનાં બધાં માણસ ઉપવાસી રહેશે?"

બિન્દુ—ઘરનાં બધાં માણસની જેવી ઇચ્છા.

અન્નપૂર્ણા—આ તે શી વાત તારી, નાની વહુ! ઘરમાં આટલો એક છોકરો, તે ભૂખ્યો રહે તો, મારી તારી તો વાત નથી, પણ નોકર ચાકર પણ શી રીતે ભાતનો દાણો મ્હોંમાં મુકે વારૂ?

બિન્દુ જીદ કરી બોલી, "તે હું ન જાણું."

અન્નપૂર્ણા દલીલ કરવામાં કાંઇ લાભ નથી એમ જાણી, બોલી, "અલિ, મોટી બહેનની વાત ન માને? આજે એને માફ કર. વળી એને ભૂખે પેટ દુખી માંદો પડશે તો તારે જ પાછું ભોગવવું પડશે."

વખત સામું જોઇને બિન્દુ પોતે જ નરમ થઇ જવા આવી હતી. કદમને બોલાવીને કહ્યું, "જા, લઈ આવ તેને. પણ આ તમને કહી રાખ્યું, દિદિ, હવે પછી મારી વાતમાં વચ્ચે પડવામાં કાંઇ સારૂં ફળ નહિ આવે."

આ ગડબડ તે દિવસની માફક અહીં જ બંધ થઇ.

નાનો ભાઈ વકાલતમાં પાસ થયો ત્યારથી જાદવ નોકરી છોડી પોતાની મિલકતની સંભાળ રાખતો હતો. નાની વહુના સ્ત્રીધનના જે દશ હજાર રૂપીઆ પોતાની પાસે હતા તેને પણ વ્યાજ ચઢાવી ચઢાવી બમણા કર્યા હતા. તેમાંથી થોડા રૂપીઆ

ઉપાડી અને માખવની કમાણી ઉપર આશા રાખી તેણે ગયે વરસથી ઘરથી અર્ધોક માઇલ એક મોટું ઘર બંધાવવા માંડ્યું હતું. દશેક દિવસ થયાં તે તૈયાર થઇ ગયું છે. એમ ઠરાવ થયો છે કે દુર્ગાપૂજા પછી સારો દિવસ જોઇ સૌએ ત્યાં રહેવા જવું. એટલે એક દિવસ જાદવ જમતાં જમતાં નાની વહુને કહેવા લાગ્યો, " તમારૂં ઘર તો તૈયાર થયું, મા. એક દિવસ જઇને હવે જોઈ આવો, કાંઇ બાકી રહ્યું છે કે કેમ ? "

બિન્દુની એક ટેવ હતી કે હજાર કામ મુકીને પણ જેઠ ખાવા બેસે ત્યારે બારણાની આડે બેસી રહેતી. જેઠને તે દેવતાની જેમ પૂજતી હતી—સૌ કોઇ તેને પૂજતું હતું. બોલી, " હવે કશું બાકી નથી. "

જાદવ હસીને બોલ્યો, " જોયા વિના જ જવાબ આપ્યો, મા! વારૂ, ઠીક. ત્યારે હવે એક બીજી વાત છે. મારી ઇચ્છા છે કે આપણાં પોતીકાં માણસ જે જે જ્યાં જ્યાં છે ત્યાંથી બોલાવી સૌને એકઠાં કરી એક સારો દિવસ જોઈ ચાલ્યાં જઇયે, જઇને ગૃહ દેવતાની પૂજા કરીયે. બોલો શું કહો છો, મા ? "

બિન્દુ ધીરે અવાજે બોલી, " દિદિને પૂછીશ. તેઓ જે કહેશે તેમ કરશું. "

જાદવ—તે પૂછજો. પણ તમે જ મારા સંસારનાં લક્ષ્મી, મા ! તમારી ઇચ્છા પ્રમાણે જ થશે.

અન્નપૂર્ણા પાસે જ બેઠી હતી. હસીને બોલી, " તોપણ તમારાં લક્ષ્મીમા જો જરા શાન્ત થાય તો. "

જાદવ—શાન્ત વળી શું ? મોટી વહુ, મા અમારી જગદ્ધાત્રી છે. વર પણ આપે અને જરૂર પડે ખાંડુંયે બતાવે.

એ જ હું ચાહું છું. મા ઘરમાં આવ્યાં છે ત્યારથી સંસારમાં મારે જરા સરખું દુઃખ નથી.

અન્નપૂર્ણા બોલી, " તે તમારી વાત સાચી. એનાં આવ્યા પહેલાંના દિવસના વિચાર કરેયે ત્રાસ છુટે છે ? "

બિન્દુ શરમાઇ એ વાત દબાવી દઇ બોલી, " આપ સૌને બોલાવો. આપણું તે ઘર ખાસું મોટું છે, કોઇને કશી અડચણ પડવાની નથી. ચાહે તો તેઓ માસ છ માસ રહીયે શકશે. "

જાદવ—તેમજ કરશું મા. કાલે જ બોલાવવાનો બન્દોબસ્ત કરીશ. "

## ૪

જાદવની ફોઇઆત બહેન એલોકેશીની સ્થિતિ સારી ન હતી. જાદવ તેને ઘણુંખરૂં પૈસાની મદદ કર્યા કરતો. કેટલાક દિવસ થયાં પોતાના પુત્ર નરેન્દ્રને અહીં રાખી ભણાવવાની ઇચ્છા બતાવનારા પત્ર તે લખ્યા કરતી હતી. આ વખતે તે બાળક લઇને ઉત્તરવડથી આવીને હાજર થઇ. તેનો સ્વામી પ્રિયનાથ ત્યાં શું કરતો હતો તે કોઇ કહી શકતું ન હતું. બે'ક દિવસમાં તેણેયે આવી પડાવ નાંખ્યો. નરેનની ઉમર સોળ સત્તર હતી. પોતે પોણી કાનીનું ધોતીયું લુંગીની માફક પહેરતા, અને દિવસમાં દશવાર વાળ ઓળતા. તેનાં પટીયાં ખરેખર જોવા જેવાં હતાં. આજે દીવા વખતે રસોડાના વરંડામાં સૌ સાથે બેઠાં હતાં. એલોકેશી પોતાના પુત્રના અસાધારણ રૂપ ગુણનો પરિચય આપી રહ્યાં હતાં.

બિન્દુએ પૂછ્યું, "નરેન, કયા કલાસમા ભણે છ તું ?"

નરેન—ફોર્થ કલાસ. રોયલ રીડર, ગ્રામર, જ્યોગ્રાફી, એરિથમેટિક, અને બીજું ઘણુંયે ડેસિમલ, ટેસિમલ વગેરે તોફાન તમે તો સમજોયે નહિ, મામી.

એલોકેશીએ અભિમાનથી પોતાના પુત્રની સામું જોઇ બિન્દુને કહ્યું, "અને એ તે એકાદ ચોપડી છે, નાની વહુ ? અરે ચોપડાંનો પહાડ. કાલે પેટીમાંથી કાઢીને બધી ચોપડી તારી મામીને એકવાર બતાવજે તો ખરો, દીકરા."

નરેન ડોકું ધુણાવીને બોલ્યો, "હા, બતાવીશ."

બિન્દુ—પાસ થવાને હજી તો વાર છે ને ?

એલોકેશી—વાર તો શી હોય, વાર ન હત. આટલા દિવસમાં એક શું—ચાર પાસ કરી નાંખી હત. માત્ર મ્હોંબળ્યા માસ્તરને લીધે જ નથી પાસ થતો. તેનું જાય સત્યાનાશ મુઆનું, છોકરાને મારાને જાણે જુએ જુએ ને ઝેર જુએ. કેમ તે તો તે જાણે. એને શું ચઢાવે કે ? ચઢાવતો જ નથી. એના તરફ ખાર રાખીને વરસનાં વરસ થયાં એક જ કલાસમાં નાંખી મુકયો છે."

બિન્દુ વિસ્મિત થઈ ને બોલી, "કેમ ? એવું તો બને નહિ."

એલોકેશી—થયું છે. થવાનું બાકી છે શું ? માસ્તર બધા એક થઇ લાંચ માગે છે લાંચ. હું ગરીબ માણસ પડી. લાંચના પૈસા ક્યાંથી લાવું, કહે વારૂ ?

બિન્દુ ચૂપ રહી. અન્નપૂર્ણા અંતઃકરણથી દુખિત થઇ બોલી, "એમ તે કાંઇ માણસની પાછળ પડાય ? એ તે કાંઇ સારૂં કહેવાય અમારે ત્યાં આવું નથી. અમારો અમૂલ્ય તો

દર વરસે સરસ સરસ ચોપડીનાં ઇનામ મેળવે છે. પણ કોઇ વાર લાંચ બાંચ તો દેવી પડી નથી."

એ વેળા અમૂલ્ય ક્યાંકથી આવી આસ્તે આસ્તે નાની માના ખોળામાં જઈ બેઠો. લાગલો જ ગળે વળગી કાનમાં કહેવા લાગ્યો, "કાલે રવિવાર, નાની મા, આજે માસ્તર મહાશયને જવાનું કહી દોની."

બિન્દુ હસીને બોલી, "આ છોકરાને જોયો, બહેન. આ વાત કરાવ્યા વિના અહીંથી ઉઠવાનો નથી. કદમ માસ્તર મહાશયને જવાનું કહી દે. અમૂલ્ય આજે નહિ ભણે."

નરેન ચકિત થઇ બોલ્યો, "આ શું અમૂલ્ય, આવડો મોટો છોકરો થઇને બૈરાંને ખોળે ચઢીને બેસે છે કે ?"

બિન્દુ હસીને બોલી, "વાહ એટલું જ છે શું ? હજી સુધી રાત્રે—"

અમૂલ્ય ગભરાઇ તેના મ્હોં ઉપર હાથ દઇ બોલ્યો, "ના, બોલો ના નાની મા, બોલો ના."

બિન્દુ ન બોલી, પણ અન્નપૂર્ણાએ બોલી દીધું. "હજી સુધી રાત્રે નાની માની સાથે સુએ છે."

અમૂલ્ય શરમથી નાની માની છાતીમાં મ્હોં સંતાડી રહ્યો.

નરેન—હટ, અંગ્રેજી ભણે છે ? વારુ 'એન્જિન' ની જોડણી કર જોઉં ? એ તો શું આવડશે ?"

એલોકેશી—એ ભાઇ બધી અઘરી વાત નાદાન બાળકને શું આવડે ?

અન્નપૂર્ણા—કેમ અમૂલ્ય કરની વારુ.

પણ અમૂલ્ય કેમે કર્યો મ્હોં ઉંચું કરે તો ને.

બિન્દુ તેનું માથું જરા છાતીમાં દબાવીને બોલી, "તમે બધાં મળીને એને શરમાવી નાંખ્યો છે એટલે એ શી રીતે જોડણી કરે?" પછી એલોકેશીની તરફ જોઇ બોલી, "એ અમારો આવતે વરસે પાસની પરીક્ષા આપશે. અમારા માસ્તર મહાશય કહે છે કે એને ૨૦ રૂપીયા સ્કૉલરશિપ મળશે. એ રૂપીયા વડે પોતાના કાકાની માફક એક ઘોડો લેશે."

વાત સાચી હતી તોપણ સૌ હસવાજેવી માની હસવા લાગ્યાં.

એલોકેશી—મારો નરેન્દ્રનાથ માત્ર લખવા વાંચવામાં જ સારો છે એમ નહિ, થીયેટરમાં એવી સુન્દર એકિટંગ કરે છે કે લોકોની આંખમાંથી આંસુ ખાળ્યાં નથી ખળાતાં. પેલો સીતાનો પાર્ટ તેં કેવી રીતે બોલી ભજવી બતાવ્યો હતો તે એકવાર મામીને સંભળાવ તો બેટા.

નરેને તરત જ ઘુંટણ જમીન પર ટેકવીને બેસી, હાથ જોડી, બુલંદ અવાજે શરૂ કર્યું, "પ્રાણેશ્વર! કઈ કુક્ષણે તમારી દાસીને—"

બિન્દુ ગભરાઇને બોલી ઉઠી, "અરે, બસ, બસ, બંધ કર. મોટા ભાઇ ઉપર છે."

નરેન ચમકી બંધ થયો.

અન્નપૂર્ણા આટલું સાંભળીને જ મોહિત થઈ ગઇ હતી. બોલી, "સાંભળી દેવદેવતાની કથા. એ તો સાંભળવા જેવી છે, નાની વહુ!"

બિન્દુ ચીડાઇને બોલી, "તમારે સાંભળવી હોય તો સાંભળો દેવદેવતાની કથા. આ હું તો ચાલી."

નરેન—વારૂ, ત્યારે બેસો, હું સાવિત્રીનો પાર્ટ ભજવું છું.

બિન્દુ—ના.

બિન્દુના અવાજથી જ અન્નપૂર્ણા કળી ગઇ હતી જે મામલો બહુ વધી ગયો છે અને તે આટલામાં જ પતે એમ નથી. એલોકેશી નવાસવી હતી એટલે તે અંદરની વાત સમજી ન સમજી બોલી, "વારૂ, ત્યારે હમણાં રહેવા દો. મરદ લોક બહાર જાય ત્યારે એક દિવસ બપોરે થઈ શકશે. આહા ! ગાવા બજાવવાનું પણ એ કેમ જાણે છે શું ? દમયન્તીનું પેલું રોતાં રોતા ગાવાનું ગીત એકવાર ગાઇ સંભળાવ તો બેટા, તારી મામીઓ એકવાર સાંભળીને છોડી શકવાની નથી."

નરેન—હમણાં જ બોલું ?

બિન્દુનું અંગેઅંગ ક્રોધે સળગી રહ્યું હતું. તે કશું બોલી નહિ.

અન્નપૂર્ણા ઝટપટ બોલી ઉઠી, "ના, ના; ગાનતાન જવા દે હમણાં."

નરેન—વારૂ ગાયન તો હું અમૂલ્યને શીખવી દઇશ. હું બજાવી પણ જાણું છું. 'તિરકિટ તાક્' બજાવવું બહુ કઠણ છે જો મામી. પેલી પિતળની તપેલી લાવો જોઇયે વારૂ, બજાવી બતાવું.

બિન્દુ અમૂલ્યને ઉઠી જવાનો ઇશારો કરી બોલી, "જા અમૂલ્ય, ઓરડામાં જઇને વાંચ."

અમૂલ્ય મુગ્ધ થઇને સાંભળતો હતો. તેની ઉઠવાની ઇચ્છા થતી ન હતી. ધીમે ધીમે બોલ્યો, "જરાવાર બેસોની, [મા."

બિન્દુ કાંઇ પણ બોલ્યા વિના તેને ઉઠાડી સાથે લઇને ઓરડામાં ચાલી ગઇ. એકાએક તે કેમ આમ ચાલી ગઇ તે

અન્નપૂર્ણા સમજી ગઇ, અને કદાચ નરેનની સોબતમાં અમૂલ્ય બગડશે એવા ભયથી નરેનને ત્યાં ભણુવા રાખવાનું પણ તે પસંદ કરશે નહિ એ પણ બરાબર સમજી તે મનમાં ઉદ્વેગ કરવા લાગી. બોલી, "બેટા નરેન, તારી નાની મામીની સામે આવું ઍક્ટિંગ કૅક્ટિંગનું ધત્તિંગ ફરી કરીશ મા હો. એનો મિજાજ તીખો છે, એને એવું ગમતું નથી."

એલોકેશી ચક્તિ થઇ પૂછવા લાગી, "નાની વહુને એવું બધું ગમતું નથી' એમ કે? તેથી જ આમ કરી ઉઠી ગયાં હશે!"

અન્નપૂર્ણા—બીજી એક વાત; બેટા, તારે તારી મેળે ખાવું પીવું, ભણ્યા કરવું, જેથી માનું દુઃખ બંધ થાય એવું કામ કર્યા કરવું અને અમૂલ્યની સાથે ઝાઝું ભળવું નહિ. એ નાદાન રહ્યો, તારા કરતાં બહુ નાનો રહ્યો." વાત એલોકેશીને ગમી નહિ. તે બોલી, "એ વાત તો બરાબર કહી. એ ગરીબનો છોકરો રહ્યો, એણે ગરીબની જેમ રહેવું ઘટે. પણ તમે બોલ્યાં તો હું કહું છું, ભાભી, અમૂલ્ય જ તમારો નાદાન અને મારો નરેન તો ઘરડો થઇ ગયો કેમ? એકાદ વરસ નાનો હોય તેથી મોટો મોટો કહેવાતો હશે? અને એણે તો જાણે કદિ મોટા લોકનાં છોકરાં જોયાં જ નહિ હોય જાણે, અહીં આવીને જ જોયો કેમ? એની થીયેટરની ટોળીમાં કાંઇ જે તે નહિ, રાજા રજવાડાના છોકરા હતા."

અન્નપૂર્ણા ઝંખવાણી પડી બોલી, "ના, બહેન, એમ નથી કહેતી હું. હું તો કહું છું–"

"ત્યારે શું કહેતા હતાં. મોટી વહુ? અમે તો જાણે ગાંડા રહ્યાં. પણ એટલાં બધાં ગાંડાં નથી જે આટલી વાતે ન

સમજીએ. ત્યારે દાદાએ શું કરવા કહ્યું જે નરેન અહીં જ રહીને ભણશે ? તેથી જ આવવું થયું. નહિ તો શું અમારા કાંઇ દહાડા નહોતા નીકળતા શું ?"

અન્નપૂર્ણા લજવાઇ મરી, બોલી, "ભગવાન જાણે, બહેન, હું તો એમ બોલી નથી. મેં તો કહ્યું કે જેથી માનું દુઃખ મટે, જેથી—"

એલોકેશી—વારૂ, તેમ તેમ. જા નરેન તું બહાર જઇને બેસ ભાઇ, મોટા માણસનાં છોકરાં સાથે ભળીશ નહિ. કહી છોકરાને હડસેલો મારી ત્યાંથી કાઢી પોતે પણ ચાલી ગઈ.

અન્નપૂર્ણા વાવાઝોડાની માફક બિન્દુના ઓરડામાં પેસી રોવાની તૈયારીમાં હોય તેમ બોલી ઉઠી, "વાહરે અલિ, તારે માટે શું કુટુંબ કુટુંબીઓને પણ બંધ કરવાં કે ? શું કરીને ચાલી આવી કહે જોઇયે ?"

બિન્દુએ અત્યન્ત સહજભાવે જવાબ દીધો, "શા સારૂ બંધ કરવાં પડશે દિદિ ? તમારાં પોતીકાં, કુટુંબીઓ વગેરેને લઇ તમે મોજથી ઘર માંડોની. હું છોકરો લઇને ચાલી જઈશ."

"ક્યાં ચાલી જશો, કહેને વારૂ ?"

બિન્દુ—જવાને દિવસે તમને ઠેકાણું કહીને જઇશ. ફિકર ન કરો.

અન્નપૂર્ણા—" તે તો હું જાણું છું. જેથી પાંચ માણસ પાસે મ્હોં પણ દેખાડી ન શકાય એવું કાંઇ કર્યા વિના તું રહેવાની છે શું ? હમેશ માટે આવી વહુ સાથે કપાળકૂટા કરવાથી મારાં તો હાડમાંસ જાણે સળગીને ખાખ થઇ ગયાં !" એમ કહી બહાર જતી હતી, પણ માધવને ઘરમાં આવતો

જોઈ ફરી ભભૂકી ઉઠી, " ના, દીયરજી, તમે બીજે ક્યાંક જઈને રહો, નહિ તો આ વહુને વિદાય કરો. હવે મારાથી એને નહિ રખાય. આ આજે તમને ચોખ્ખું ને ચટ કહી દીધું. " કહી ચાલી ગઈ.

માધવ ચકિત થઈ બીને પૂછવા લાગ્યો, "શું તોફાન છે?"

બિન્દુ—જાણુતી નથી. મોટી વહુ કહે છે કે મને વિદાય કરી દો.

માધવ કાંઇ બોલ્યો નહિ. ટેબલ ઉપરથી વર્તમાનપત્ર ઉપાડી બહારના ઓરડામાં ચાલ્યો ગયો.

## ૫

નણુદી દેખાતાં હતાં તો અપ્પટ જેવાં, પણુ તેમ ન હતું. તેણે જાણ્યું કે નિઃસંતાન નાની વહુની પાસે દોલતની પોટલી છે ત્યારથી તે તે બાજુએ ઢળી, અને દર રાત્રે પોતાના સ્વામી પ્રિયનાથને ઠપકો આપ્યા વિના રહેતી નહિ. " તમારે લીધે જ મારૂં સર્વસ્વ ગયું. તમારી સાથ મફતની પડી નહિ રહી હોત તો આજે હું રાજાની મા હોત. મારો આવો સોનાંના ચંદ્ર જેવો દીકરો મુકી શું આવા કાળા ભૂતના જેવા છોકરાને નાની વહુ—" કહી ઉંડો નિઃસાસો નાંખી તે કાળા ભૂતનું સમસ્ત આવર્દા જાણે ઉડાડી દઇને, ' ગરીબનો ભગવાન બેલી છે ' કહી પોતાનું ભાષણુ સમેટી લઇ પોઢી જતી. પ્રિયનાથ પણુ મનમાં મનમાં પોતાની મૂર્ખાઈ ઉપર અનુતાપ કરતો કરતો ઉંઘમાં પડતો. આમ આ દંપતીના દિવસ ચાલ્યા જતા હતા અને નાની વહુ પ્રતિ નણુદીની માયા મમતા રેલનાં પાણીની જેમ સપાટે ને સપાટે વધતી જતી હતી.

આજે બપોરે તે બોલી હતી, " આવા કાળા વાદળ જેવા
ા, નાની વહુ, પણ કદિ તમને ઓળતાંયે ન જોયાં. આજ
ીનદારના ઘરનાં બૈરાં ફરવા આવવાનાં છે. આવો
ટલો વાળું."

બિન્દુ—ના, બહેન, ચોટલો ઓળું તો મારાથી માથા
ર લૂગડું ન રખાય. અને છોકરો હવે મોટો થયો. તેના
ગળ માથું ઉઘાડું ન રાખું.

નણદી દિઙ્મૂઢ થઇ, બોલી, "વળી એ તે શી વાત
ી વહુ ? છોકરો મોટો થયો તેથી શું સૌભાગ્યવતીએ
ટલો ન વાળવો ? મારો નરેન્દ્રનાથ તો સત્તર પૂરાં કરી છ
કેના વળી વધારેનો થયો છે, તેથી શું મારે ચોટલો વાળવો
ો દેવો ?"

બિન્દુ—તમે શું કરવા છોડી દો, બહેન ? નરેન તો
શ તમને જોતો આવ્યો છે, એની વાત જુદી છે. પણ
ુલ્પ એકાએક આજ મારે માથે અંબોડો જુએ તો આભો
ી જોઇ રહે. કદાચ બુમો પાડવાયે મંડી જાય, નહિ તો
કેનું કાંઇ કરી બેસે. ના, ના, એ તો ભારે શરમની વાત
પડે.

અન્નપૂર્ણા એકાએક ત્યાંથી જતી હતી. બિન્દુના તરફ
ને અટકી ઉભી પૂછવા લાગી, " તારી આંખમાં ઝળઝળીયાં
છે, નાની વહુ ? આવ જોઉં, તારૂં શરીર તો સારૂં છે ને ?"

બિન્દુ એલોકેશીની સામે ભારે શરમાઇ બોલી, " રોજ
શરીર શું જોવાનું ! હું તે કાંઇ નાની કીકી છું જે અસુખ
હોય તો જાણું નહિ ?"

અન્નપૂર્ણા—ના તું તો ઘરડી ! આમ આવ. આસો ભાદરવાના દહાડા સારા નહિ તો. ”

બિન્દુ—નથી અમારે આવવું. કહું છું કે કશું નથી, સારી છું, તોયે કહો છો આમ આવ.

અન્નપૂર્ણા ‘ જોજે, મને છેતરીશ માં. ’ કહી શંકાદષ્ટિથી જોતી જોતી ચાલી ગઇ.

એલોકેશી—મોટી વહુ જરા વાયેલ છે નહિ ?

બિન્દુ ઘડીક ચૂપ રહી બોલી, “ એવું વાયેલપણું સૌમાં હોય, બહેન ! ”

એલોકેશી ચૂપ રહી.

અન્નપૂર્ણા કાંઇક હાથમાં ,લઇ એ જ રસ્તે પાછી ફરતી હતી. બિન્દુએ બોલાવી, “ દિદિ, સાંભળો તો, ચોટલો વાળશો ?”

અન્નપૂર્ણા ફરીને ઉભી રહી. જરાક વાર ચૂપ ઉભી રહી બધો મામલો સમજી જઇ તેણે એલોકેશીને કહ્યું, “ મેં તમને કેટલું કહ્યું, બહેન, એને કાંઇ પણ કહેવું મિથ્યા છે. આટલા વાળ છે, પણ કદિ ચોટલો વાળવો નહિ; આટલાં લૂગડાં છે ઘરેણાં છે, તે પહેરવાં નહિ; આટલું રૂપ છે પણ કદિ આરસીમા જોવાની નહિ, એની તો બુદ્ધિ જ ન્યારી છે. છોકરોયે એવો જ થયો છે. તે દિવસ અમૂલ્યે મને શું કહ્યું હતું, જાણે છે, નાની વહુ ? ‘ કપડાં પહેરેલે શું ? નાની માની પાસે પણ આટલાં બધાં છે, પહેરે છે ?’ ”

બિન્દુ અભિમાનથી માથું ઉંચું કરી હસીને બોલી, “ ત્યારે જુઓ દિદિ, છોકરાને દેશમાં નામીચો કરવો હોય તો માની ન્યારી બુદ્ધિની જરૂર નથી શું ? જો તેટલા વખત સુધી જીવતાં રહો તો

જોશો દિદિ, દેશના લોક જોઇને કહેશે, "આ અમૂલ્યની મા." બોલતાં બોલતાં તેની બન્ને આંખોમાં પાણી ભરાઇ આવ્યાં.

અન્નપૂર્ણા તે જોઇને હેતથી બોલી, "તથાસ્તુ. તારા છોકરાના સંબન્ધમાં હું કશું બોલતી નથી. ભગવાન તારા મનોરથ પૂરા કરે. પણ એ છોકરો મોટો થશે, દેશનો એક જાણીતો માણસ થશે એવી આશા મને નથી જો."

બિન્દુ છેડાવતી આંખ લુછી બોલી, "પણ હું તો એટલી આશાને તંતુએ જીવી રહી છું, દિદિ. બાપરે!" એકાએક તેનાં રોમેરોમ ઉભાં થયાં. શરમાઇ, ખડખડ હસીને બોલી, "ના દિદિ, જો એ આશા ઉપર કોઈ દિવસ ઘા પડે તો હું તો ગાંડી જ થઇ જાઉં જો."

અન્નપૂર્ણા સડક થઇ રહી. તે દેરાણીની વાત સમજતી ન હતી એમ નહિ, પણ તેની આશા અને મનોરથનું આવું ઉગ્ર પ્રતિબિમ્બ કદિ પોતાનામાં સ્પષ્ટ જોઇ શકી ન હતી. આજે તેનામાં ભાન પ્રગટ થયું કે કેમ બિન્દુ અમૂલ્યના સંબન્ધમાં આમ જક્ષ જેવી જાગૃત રહે છે, આમ પ્રેતની માફક સાવધ રહે છે. પોતાના પુત્રનું કલ્યાણ ચાહનારીના મુખ તરફ જોઈ, અનિર્વચનીય ભક્તિના માધુર્યથી માતાનું હૃદય ઉભરાવા લાગ્યું. આંખમાં ભરાઈ આવેલાં આંસુ છુપાવવા માટે તેણે મ્હોં ફેરવ્યું.

નણંદ—તે ભલે, નાની વહુ! આજે તો તમારે—

બિન્દુ એકદમ વચ્ચે પડી બોલી, "હા, બહેન, આજે દિદિનો ચોટલો વાળો. આ ઘરમાં આવી ત્યારથી કદિ મેં જોયો નથી." કહી મ્હોં મલકાવ્યું.

પાંચ છ દિવસ પછી એક સવારે ઘરનો પુરાણો હજામ જાદવની હજામત કરી માળ ઉપરથી ઉતરતો હતો. અમૂલ્યે

તેને ઉભો રાખી કહ્યું, "કૈલાસકાકા, નરેનદાદા જેવા વાળ કાપતાં આવડે છે?"

હજામ ચકિત થઈ બોલ્યો, "તે વળી કેવા, ભાઇસાહેબ?

અમૂલ્ય પોતાના માથાના અનેક ભાગ બતાવતાં કહેવા લાગ્યો, "જુઓ અહીં બાર આની, અહીં છ આની, અહીં માત્ર બે આની અને અહીં ગળાની પાછળ તો એકદમ બારીક આવડે છે કાપતાં?"

નાવી હસીને બોલ્યો, "ના ભાઇસાહેબ, એ તો મારા બાપના બાપ આવે તોયે ન આવડે."

પણ અમૂલ્યે કેડો મુકયો નાહ. નાવીને હિમ્મત આપતે કહેવા લાગ્યો, "એ કાંઇ કઠણ નથી, કૈલાસકાકા. જુઓને અહીં બાર આની વાળ, અહીં છ આની—"

નાવી ભાગવાનો ઉપાય શોધીને બોલ્યો, "પણ આટલી વાર શો? તમારી નાની માની રજા વિના વાળ કપાય નહિ, ભાઇ."

અમૂલ્ય—"વારુ ઉભા રહો, હું પૂછી આવું." કહી એક ડગલું જઇને પાછો આવી બોલ્યો, "વારુ, તમારી છત્રી આપો જોઉં. નહિ તો તમે ચાલ્યા જાઓ." કહી ખેંચીને તેની છત્રી લઈ ઉપડી ગયો. વંટોળીયાની જેમ ઓરડામાંથી ઓરડામાં દોડી પૂછયું, "નાની મા, જરા જલદી આવોની."

નાની મા તે જ ઘડીએ સ્નાન કરી સેવા કરવા બેઠેલી હતી. ગભરાયલી ગભરાયલી કહેવા લાગી, "અરે અડીશ મા, અડીશ મા. સેવા કરું છું."

"સેવા પછી કરજો, નાની મા. એકવાર બહાર આવી રજા આપી જાઓની. નહિ તો પેલો વાળ નહિ કાપે. તે ઉભો છે."

બિન્દુ કાંઇક આશ્ચર્યમાં પડી. હમેશાં વાળ કપાવવા માટે મારામારી કરવી પડે, આજે કેમ તે પોતે ચાહીને વાળ કપાવવા માગે છે, એ ન સમજી તે બહાર ગઇ. તેને આવતી જોઇને જ નાવી બોલ્યો, "બારે કડણુ ફરમાશ થઇ છે, મા. નરેન બાબુની માફક બાર આની, છ આની, ત્રણ આની, બે આની, એક આની વાળ કાપવા પડશે. એ કાંઇ મને આવડે ?"

અમૂલ્ય બોલ્યો, "ખાસું આવડે. વારૂ ઉભા રહો, હું નરેનદાદાને બોલાવી લાવું." કહી ઉડી ગયો. નરેન ઘરમાં હતો નહિ. જરા તપાસ કરી પાછો આવીને બોલ્યો, "એ નથી; વારૂ ન હોય તોયે શું ? નાની મા, તમે ઉભાં રહી બતાવોની. બરોબર જોજો હોં—અહીં બાર આની, અહીં છ આની, અહીં બે આની અને અહીં બહુ જ બારીક."

તેની અધીરાઇ જોઇ બિન્દુ હસીને બોલી, "હું હવે મારી સેવા કરવા જાઉં છું રે."

"સેવા પછી કરજો, નહિ તો અડી દઇશ."

બિન્દુને ન છુટકે ઉભા રહેવું પડ્યું. હજામ વાળ કાપવા લાગ્યો.

બિન્દુએ આંખનો અણુસારો કર્યો એટલે પેલાએ બધા વાળ સરખા કાપી નાંખ્યા. અમૂલ્ય માથા ઉપર હાથ ફેરવી ખુશી થઇ બોલ્યો, "આ તો સરસ કપાયા." કહી કુદતો કુદતો ચાલ્યો ગયો. હજામ છત્રી બગલમાં મારી બોલ્યો, "પણ, મા, કાલે મારે આ ઘરમાં પેસવું ભારે પડવાનું છે."

બ્રાહ્મણી ભાત પીરસી બૂમેબૂમ પાડી રહી હતી. બિન્દુ રસોડાની એક બાજુએ બેસી દૂધ ગરમ કરતી હતી. તેણે સાંભળ્યું કે અમૂલ્ય આખા ઘરમાં કાકાનું વાળ ઓળવાનું બ્રશ શોધી રહ્યો છે. થોડીક વારમાં તો તે રોતો રોતો આવી બિન્દુની પીઠ ઉપર તૂટી પડી બોલ્યો, "કશું થયું નાહ, નાની મા. બધું ખરાબ કરી દીધું. કાલે એને હું મારી નાંખીશ." બિન્દુ હવે હસવું ખાળી શકી નહિ. અમૂલ્ય પીઠ છોડી ચીડાઇને રોતો રોતો બોલ્યો, "તમે શું આંધળાં હતાં ? તમારાથી દેખાતું ન હતું?"

અન્નપૂર્ણા કકળાણ સાંભળી ઓરડામાં આવી. બધું સાંભળી લઇ બોલી, "તેનું હવે શું થાય ? કાલે સારા કરીને કાપવા કહીશું."

અમૂલ્ય વધારે ચીડાઇ બોલ્યો, "કાલે શી રીતે બાર આની થશે ? અહીં વાળ જ ક્યાં છે ?" અન્નપૂર્ણા તેને શાન્ત પાડવા માટે બોલી, "બાર આની નહિ તો આઠ આની–દશ આની તો થશે ?"

"કપાળ થશે. આઠ આની દશ આની કાંઇ ફેશન હશે ? નરેનદાદાને પૂછી જુઓ, બાર આની જ જોઇએ." તે દિવસે અમૂલ્ય ધરાઇને જમ્યો નહિ. છાંડી વેરીને ઉઠી ગયો.

અન્નપૂર્ણા બોલી, "તારા છોકરાને વળી પટીયાં પાડવાનો શોખ ક્યારથી થયો છે ?"

બિન્દુ હસી, પણ બીજી જ ક્ષણે ગંભીર થઇ જરા નીસાસો નાંખી બોલી, "દિદિ, ધૂળ જેવી વાત છે એટલે હસું છું. પણ ભયથી મારૂં લોહીનું પાણી થઇ જાય છે. બધી વાત શીખવાની આમ જ શરૂઆત થાય."

અન્નપૂર્ણા પણ કશું બોલી ન શકી.

દુર્ગાપૂજા આવી. પેલા ફળીયાના જમીનદારને ઘેર આનન્દની સામગ્રીનો પાર ન હતો. બે દિવસ પહેલેથી જ નરેન તેમનામાં ઘુસી ગયો. સપ્તમીની રાત્રે અમૂલ્યે આવીને હઠ લીધી. " નાની મા, ભવાઇ થાય છે. જોવા જાઉં ?"

નાની મા—થતી નથી. થવાની છે ને ?

અમૂલ્ય—નરેનદાદા કહે છે, રાત્રે ત્રણ વાગ્યાથી શરૂ થાય છે.

"અત્યારથી આખી રાત ઠંડીમા પડી રહીશ ? ના, તે બનવાનું નથી. કાલે સવારે તારા કાકાની સાથે જજે, સરસ જગા મળશે. "

અમૂલ્ય રડું રડું કરતો બોલ્યો, "ના, જવા દોની. કાકા કદાચ જશે નહિ, નહિ તો કોણ જાણે કેટલા મોડા જશે. "

બિન્દુ—ત્રણ ચાર વાગે ભવાઇ શરૂ થશે ત્યારે ચાકરની સાથે મોકલીશ. હમણાં સુઇ જા.

અમૂલ્ય ચીડાઇ પથારીને એક છેડે ભીંતના તરફ મ્હોં કરી સુઇ ગયો.

બિન્દુ ખેંચવા ગઈ, પણ હાથ છોડાવી દઇ કડક થઇને પડી રહ્યો. પછી થોડી વાર બધાંને જરાક ઢણુકો આવ્યો હશે તેટલામાં બહારના મોટા ઘડીયાળના અવાજથી અમૂલ્યની ઉદ્વેગભરી નિદ્રા ઉડી ગઈ. તે કાન માંડી ગણવા લાગ્યો. એક—બે—ત્રણ—ચાર—હાંફળો ફાંફળો ઉઠી પડી બિન્દુને જોરથી હલાવી ઉઠાડી કહેવા લાગ્યો, "ઉઠો, ઉઠો, નાની મા, ત્રણ ચાર વાગી ગયા." બહારની ઘડીયાળમાં વાગવા લાગ્યા—છ—સાત —આઠ. અમૂલ્ય રોઇ પડી બોલ્યો, "સાત વાગી ગયા. ક્યારે

જઇશું ? ઘડીયાળમાં વળી વાગ્યા—નવ—દશ અગીયાર—બાર. બાર વાગીને ટકોરા બંધ થયા. ઘરને પેલે છેડે ખાટલા ઉપર માધવ સૂતો હતો, રોકકળાટમાં તેની પણ ઉંઘ ઉડી ગઇ હતી.

ખડખડાટ હસી પડી તે બોલ્યો, "અમૂલ્ય, શું થયું રે?" અમૂલ્યે શરમના માર્યા જવાબ ન દીધો. બિન્દુ હસીને બોલી, "એણે જેવી મને બ્હાવરી કરી મુકી છે તેવું તો માણસ પોતાના ઘરમાં આગ લાગે તોયે ન બ્હાવરૂં થાય." અમૂલ્ય શાન્ત થઈ ગયો છે જોઇ તેને દયા આવી. તે બોલી, "વારૂ જા, પણ કોઇની સાથે ટંટો ફિસાદ કરીશ મા."

પછી ભૈરવને બોલાવી પ્રાનસ લઇને તેની સાથે તેને મોકલ્યો. બીજે દિવસે દશ વાગે ભવાઇ જોઇને હરખાયેલો અમૂલ્ય ઘેર આવ્યો, અને કાકાને ત્યાં જ જોઇને પૂછવા લાગ્યો, "કેમ, તમે નથી ગયા ?"

બિન્દુએ પૂછયું, "કેવીક જોઇ રે ભવાઇ ?"

"બહુ સરસ નાની મા. કાકા, આજે રાત્રે રામજનીનો અદ્‌ભુત નાચ થશે. કલકત્તાથી બે આવી છે. નરેનદાદાએ તેમને જોઇ છે. આબેહૂબ નાની માના જેવી—બહુ દેખાવડી —તેઓ નાચવાની છે. બાપાને પણ મેં કહ્યું છે."

"કાંઈ કસર નહિ" કહી માધવ ખડખડાટ હસી પડયો.

ક્રોધથી બિન્દુનું મ્હોં લાલચોળ થઇ રહ્યું, "તમારા ગુણના ભંડાર ભાણેજની વાત સાંભળો !" (અમૂલ્યને ઉદ્દેશીને) "હવે ખબરદાર તું કદિ ત્યાં ગયો તો. નાલાયક લુચ્ચા, કોણે કહ્યું મારા જેવી ? નરેને ?"

અમૂલ્ય ભયથી કાંપતો બોલી ઉઠયો "હા. તે જોઇ આવ્યો છે ને."

"કોણ નરેન? વારૂ આવવા દે તેને."

માધવ હસવું દબાવી બોલ્યો, "ગાંડી છે તું તો ગાંડી, દાદા સાંભળે છે, ગડબડ ન કરો." એટલે બિન્દુ કડવો ઘુંટડો પી લઇ, ક્રોધે પ્રજળી રહી."

સંધ્યાકાળ પહેલાં અમૂલ્ય અન્નપૂર્ણા પાસે જઈ હઠ લઇ બેઠો, "દિદિ, માતાના મન્દિરમાં નાચ જોવા જઇશ, જોઇને હમણાં જ પાછો ચાલ્યો આવીશ."

અન્નપૂર્ણા કામમાં ગુંથાયલી હતી. બોલી, "તારી માને પૂછી જો, જા."

અમૂલ્ય જીદ્દ કરવા લાગ્યો. "ના દિદિ, હમણાં જ પાછો આવીશ. તમે રજા આપોની. જાઉં?"

અન્નપૂર્ણા—ના ભાઈ, ના. તેનો મિજાજ ખરાબ છે, તેને જ પૂછીને જા."

અમૂલ્ય રોવા લાગ્યો. તેનું લૂગડું પકડી ખેંચવા લાગ્યો— "તમે નાની માને કહોની, હું નરેનદાદાની સાથે જઈશ. હમણાં જ પાછો આવીશ."

અન્નપૂર્ણા બોલી, "તેની સાથે જતો હોય તો—"

અમૂલ્યે એ વાક્ય પૂરૂં થાય તે પહેલ. તો મારી દોટ અને ઉપડી ગયો.

કલાકેક પછી અન્નપૂર્ણાએ સાંભળ્યું કે બિન્દુ પેલાને શોધી રહી છે. શોધ વધવા લાગી, એટલે તેણે બહાર નીકળીને કહ્યું, "નાચ છે શું આજે? નરેનની સાથે તે જોવા ગયો છે, હમણાં જ પાછો આવશે. ચિંતા ન કર."

બિન્દુએ પાછી આવીને પૂછ્યું, "કોણે જવાનું કહ્યું? તમે?"

અમૂલ્ય રજા લીધા વિના જ ગયો છે એ વાત અન્નપૂર્ણાએ કબુલ કરતાં ડરી, એટલે બોલી, "હમણાં જ આવશે."

બિન્દુ બીહામણું મ્હોં કરી ચાલી ગઇ. થોડીક જ વાર પછી અમૂલ્યે ઘરમાં આવતાંની સાથે સાંભળ્યું કે નાની મા બોલાવે છે. તે જઇને પોતાના પિતાના બિછાનાની એક કોરે સુઇ ગયો.

દીવાની આગળ બેસી જાદવ નાકે ચશ્મા ચડાવી ભાગવત વાંચતો હતો. મ્હોં ઉંચું કરી પૂછ્યું, "કેમ રે અમૂલ્ય?"

અમૂલ્યે જવાબ દીધો નહિ.

કદમ આવીને બોલી, "નાની મા બોલાવે છે. ચાલો."

અમૂલ્ય પિતાની સોડમાં ભરાઇ બોલ્યો, "બાપા, તમે મને ત્યાં મુકી જાઓ. ચાલોની."

જાદવ વિસ્મિત થઇ બોલ્યો, "હું મુકી જાઉં? શું થયું છે કદમ?"

કદમે હકીકત જણાવી.

જાદવ સમજી ગયો કે આમાંથી જરૂર એક ટંટો ઉભો થવાનો: એકે મના કરી છે, બીજીએ રજા આપી છે. એટલે અમૂલ્યને સાથે લઇ નાની વહુના ઓરડાની બહાર ઉભા રહીને કહ્યું, "આટલી વાર માફ કરો મા. એ કહે છે કે હવે એમ નાહ કરે."

તે રાત્રે બન્ને દેરાણી જેઠાણી વાળુ કરવા બેઠાં હતાં. બિન્દુએ કહ્યું, "હું તમારા ઉપર ચીડાતી નથી, દિદિ, પણ મારાથી અહીં હવે વધુ ન રહેવાય,—નહિ તો અમૂલ્ય છેક હાથથી જવાનો. મેં મના ન કરી હોત તોપણ એક વાત હતી; પણ મના કર્યા છતાં પણ તેની આટલી હિમ્મત કેમ

ચાલી એ જ વિચાર, ત્યારનો મારા મનમાંથી નીકળતો નથી. વળી તે ઉપરાંત એની નાયાલકી જુઓ. મારી પાસે આવતો નથી; આવ્યો તમારી પાસે. ઘરમાં આવીને સાંભળે છે કે હું બોલાવું છું, પણ એ તો ગયો મોટાભાઇ પાસે અને તેમને બોલાવી લાવ્યો. ના દિદિ, આટલા દિવસ છેક આટલે સુધી ન હતું. બહેતર છે કે હવે હું કલકત્તામાં ઘર ભાડે કરીને રહું— પણ એકનો એક છોકરો ને વહી જાય અને તેથી આખું જીવન રોઈ રોઇ કાઢવું પડે એ મારાથી ન બને."

અન્નપૂર્ણા દુઃખી થઇ બોલી, "તમે ચાલ્યાં જશો તો હું પછી એકલી શી રીતે રહીશ, કહે વારૂ?"

બિન્દુ ઘડીક ચૂપ રહી, બોલી, "તે તમે જાણો. મેં મારો વિચાર તમને જણાવી દીધો. બહુ નપાતર છે પેલો નરેન."

"કેમ, શું કર્યું નરેને? અને જરા વિચાર કરની, જો એ બન્ને ભાઇ હોત તો તું શું કરત?"

"જો તેમ હોત તો તો આજે ચાકરની પાસે હાથપગ બંધાવી, કૌવચ લગાડી, ઘરમાંથી વિદાય કરત. પણ 'જો'–'તો' કરેલે કાંઈ વળે એમ નથી દિદિ. એ લોકોને તમે છોડો."

અન્નપૂર્ણા કોચવાઇ. બોલી, "છોડવું ન છોડવું કાંઇ મારા હાથમાં છે, નાની વહુ? જે એમને લઈ આવ્યા છે તેને કહેને. મને શા સારૂ મફતની સંતારે છે?"

"એ બધી વાત મોટાભાઇને શી રીતે થાય?"

"જેમ બીજી બધી વાત કરે છે તેમસ્તો."

બિન્દુએ ભાતની થાળી ખસેડી નાંખી; બોલી, "મને મૂરખ ના સમજતાં દિદિ. મને પણ સત્તાવીશ અઠ્ઠાવીશ થવા

આવ્યાં. આ ઘરનાં ચાકર નફરની વાત નથી, વાત પોતીકાં માણસોની છે. તમે છતાં આ વાત હું મોટા ભાઇને કરવા જાઉં તો તેઓ ખીજાય નહિ? "

અન્નપૂર્ણા—જરૂર ખીજાય. પણ હું જો કહું તો મારૂ મ્હોંએ ન જુએ. હજાર વાત છતાં આપણે પારકાં, એઓ તો ભાઇબ્હેન—તે કેમ નથી સમજતી ? વળી હું આટલી ઘરડી આવી ધૂળ જેવી વાતમાં પડવા જાઉં તો લોકો મને ગાંડી નહિ કહે ?

બિન્દુ ભાતની થાળી હાથ વડે વળી દૂર ખસેડી સૂમ થઇને બેસી રહી.

અન્નપૂર્ણા સમજી કે તે કેવળ જેઠના ભયથી ચૂપ થઇ છે. " હાથ ઉંચા કરીને બેઠી છે તે ભાતની થાળીએ શું ગુન્હો કર્યો ? "

બિન્દુ એકદમ નીસાસો નાંખી બોલી, " ખાઇ રહી, હું."

અન્નપૂર્ણાએ તેનો ભાવ સમજી વધારે આગ્રહ કરવાની હિમ્મત ધરી નહિ. સુવા ગઇ ત્યારે બિછાનામાં અમૂલ્યને ન જોઈ બિન્દુ પાછી આવીને પૂછવા લાગી કે " તે ગયો ક્યાં ? " અન્નપૂર્ણાએ કહ્યુ, " આજે મારી પથારીમાં સુતો દેખાય છે. જાઉં ઉઠાવી લઇ આવું ? "

" ના, ના. રહેવા દો " કહી બીહામણું મોં કરી ચાલી ગઇ.

અર્ધક રાત્રે બિન્દુની સજાગ ઉંઘ અન્નપૂર્ણાની બૂમે ભાંગી.

" કેમ દિદિ ? "

અન્નપૂર્ણા બહારથી બોલી, " બારણું ઉઘાડી, લે તારા છોકરાને. આવા નાચાલકને તો મારા બાપના બાપ આવે તોયે ન વેઠાય. "

બિન્દુએ બારણું ખોલ્યું કે અમૂલ્યને અંદર લઇ જઇ તે બોલી, "અનેક તોફાની છોકરા જોયા, નાની વહુ, પણ આવો તો નહિ જોયો. રાત્રે બે વાગ્યા પણ એક ઉંઘનો ઢણકો આવવા દીધો નથી. કહે કે મચ્છર કરડે છે, કહે કે પાણી પીવું છે. કહે કે પંખો નાંખો. ના નાની વહુ, હું આખો દહાડો વૈતરૂં કરૂં છું અને રાત્રે જરાયે ઉંઘ ન આવે તો તો મરી જાઉં."

બિન્દુએ હસીને હાથ પહોળા કર્યા કે તરત જ અમૂલ્ય તેની સોડમાં જઇને ભરાયો, અને છાતી ઉપર માથું નાંખી એક મિનિટની અંદર ઉંઘવા માંડયું.

માધવે પોતાના બિછાના ઉપરથી હસતાં હસતાં કહ્યું, "શોખ મટયો, ભાભી ?"

અન્નપૂર્ણા બોલી, "મને શોખ થયો નહોતો ભાઇ. એ જ માના ધાકે ત્યાં જઇને પડયો હતો. તોયે મને ઠીક સજા થઇ. અને શું કહું દીયેરજી તમને, શરમની વાત ! મને ખાસો કહે, "તમારી સાથે સુતાં શરમ લાગે છે."

ત્રણે ખડખડ હસી પડયાં. અન્નપૂર્ણા, "હવે નહિ, જાઉં છું; જરા સુઉં" કહી ચાલી ગઇ.

દશેક દિવસ પછી બિન્દુના માબાપે તીર્થયાત્રાનો વિચાર કરી દીકરીને એકવાર મળવા માટે બોલાવવા પાલખી મોકલી. બિન્દુ જેઠાણીની રજા લઇને અમૂલ્ય ન જાણે તેમ બે ત્રણ દિવસ માટે પીયર જવાની તૈયારી કરતી હતી. એટલામાં બગલમાં ચોપડી ઘાલી નિશાળે જવા માટે તૈયાર થઇ અમૂલ્ય આવીને ઉભો. થોડી વાર પહેલાં બહાર રસ્તાની બાજુએ પાલખી જોઇ આવ્યો હતો. એકાએક બિન્દુના પગ તરફ નજર પડતાં જ

ચમકી ઉભો રહી તે બોલ્યો, " પગે અળતો કેમ લગાડો છો, નાની મા ? "

અન્નપૂર્ણા ઉભી હતી. હસી પડી.

બિન્દુ—આજે લગાડવો પડે છે.

અમૂલ્ય ફરી ફરીને નખથી તે શિખ સુધી નિરીક્ષણ કરી બોલ્યો, " આટલાં ઘરેણાં કેમ પહેર્યાં છે ? "

અન્નપૂર્ણા મ્હોંએ લુગડું ઢાંકી ચાલી ગઈ.

બિન્દુ હસવું દબાવી બોલી, " કોઇવાર તારી વહુ આવીને પહેરશે એમ કરીને અમને કોઇને કશું પહેરવા નહિ દે કે ? જા નિશાળમાં જા. "

અમૂલ્ય એ વાત કાને ન ધરી બોલ્યો, " દિદિ, આટલું હસતાં કેમ હતાં ? હું તો આજે નિશાળે નહિ જવાનો. તમે ક્યાં જવાનાં છો ? "

બિન્દુ બોલી, " જો જાઉં તો તારી રજા લેવી જોઇયે કે ? "

"હુંયે આવવાનો" કહી તે ચોપડી લઇને ચાલ્યો ગયો.

અન્નપૂર્ણા ઓરડામાં આવી બોલી, " એ કાંઇ સુહેલ-સુતરાઇથી નિશાળે જશે એમ હું માનતી નથી. પણ કેવો ઠાવકો થઇને પૂછે છે, ' અળતો કેમ લગાવો છો ? આટલાં ઘરેણાં કેમ પહેરો છો ? ' પણ હું તો કહું છું કે લઇ જા, નહિ તો નિશાળેથી આવી તને ન જોશે તો બારે ધીંગાણું મચાવશે.

બિન્દુ—તમે શું ધારો છો, દિદિ કે તે નિશાળે ગયો છે ? અરે રામરામ તો કહો. ક્યાંક ભરાઇને બેઠો હશે. જોજોને બરોબર વખતે હાજર થશે.

તેમજ થયું. તે ક્યાંક સંતાઇ રહ્યો હતો. બિન્દુ અન્નપૂર્ણાની ચરણરજ લઇ પાલખીમાં બેસવા જાય છે ત્યાં તો

જાણે ક્યાંથી તે બહાર આવી તેનો પાલવ પકડી ઉભો બન્ને દેરાણી જેઠાણી હસી પડયાં.

અન્નપૂર્ણા—જતી વખતે મારઝૂડ કરીશ મા. લઈ જા.

બિન્દુ—એ તો જાણે લઈ જઇશ, હિહિ. પણ એને ત્યાંયે ઘર છોડી બહાર પગલું ન મુકાય એ તો ભારે છે."

અન્નપૂર્ણા—જેવો કર્યો છે તેવો જ થશે તો. અમૂલ્ય, બે દિવસ મારી સાથે રહેજે.

અમૂલ્ય માથું હલાવી બોલ્યો, "ના, ના. તમારી સાથે નાય." કહી પ્રથમથી જ તે પાલખીમાં જઇને ચઠી

•

૬

બિન્દુ પીયરથી આવી ત્યારપછી દશેક દિવસે એક બપોરે અન્નપૂર્ણા તેના ઓરડામાં પેસતી પેસતી બોલી, વહુ?"

નાની વહુ એક ઢગલો મેલાં કપડાંની સામે સૂમ થઇને હતી.

અન્નપૂર્ણાએ પૂછ્યું "ધોબી આવ્યો છે?"

નાની વહુ કશું બોલી નાહ. અન્નપૂર્ણા તેના મુખનો ઢંગ ગભરાઇ. ઉદ્વેગથી પૂછ્યું, "શું થયું છે રે?"

બિન્દુ આંગળી વતી નાના નાના બળેલી સિગરેટના કટકા ને બોલી, "અમૂલ્યના કોટના ગજવામાંથી નીકળ્યા."

અન્નપૂર્ણા આભી બની ઉભી રહી.

બિન્દુ એકાએક રોઇ પડી બોલી, "તમારે પગે પડું છું, દિદિ. પેલાંઓને વિદાય કરો, નહિ તો અમને ક્યાંક મોકલી દો."

અન્નપૂર્ણા જવાબ ન દઇ શકી. થોડી વાર નિઃશબ્દ ઉભી રહી, પછી ચાલી ગઈ.

બીજે દિવસે અમૂલ્ય નિશાળેથી આવી ખાવાનું ખાઇ રમવા ગયો. બિન્દુ તેની સાથે બોલી પણ નહિ. ભૈરવ ચાકર આવી રાવ ખાવા લાગ્યો, "નરેનબાબુએ કશા કારણ વિના અમૂલ્યને તમાચો માર્યો છે."

બિન્દુએ ચાકરને કહ્યું, "દિદિને કહે, જા."

અદાલતમાંથી આવી માધવ કપડાં ઉતારતો ઉતારતો જરાક વિનોદ કરવા ગયો, પણ તરત જ ધમક ખાઇને ચૂપ થઇ ગયો. ભાવિમા કેટલું ભયંકર વાવાઝોડું ઉભું થઇ રહ્યું છે તે ઘરમાં કેવળ અન્નપૂર્ણા જ જાણતી હતી. ઉત્કંઠાથી આખી સાંજ આમતેમ ફરી, ક્યારેક એકાન્ત મેળવી તે નાની વહુના હાથ પકડી, વિનતિને સ્વરે બોલી, "હજાર વાત હોય તોયે એ તારો છોકરો ને. એકવાર માફ કર. નહિ તો એકાન્તમાં બોલાવીને ધમકાવ."

બિન્દુએ કહ્યું, "મારો છોકરો નથી એ તો હુંયે જાણું છું, તમેયે જાણો છો. મફતની વાત વધારેલે સાર શું, દિદિ?"

અન્નપૂર્ણા— હું નાહ, તું જ એની મા. મેં તને તો એ આપ્યો છે!

"જ્યાં સુધી નાનો હતો ત્યાં સુધી ખવડાવ્યું. હવે મોટો થયો છે, તમારો છોકરો તમે લો. મારો છુટકારો કરો." કહી બિન્દુ ચાલી ગઇ.

રાત્રે રોતે મ્હોઢે અમૂલ્ય અન્નપૂર્ણા પાસે સુવા આવ્યો.

અન્નપૂર્ણા મામલો સમજી ગઇ. ચીડાઇને પૂછ્યું, "અહીં કેમ? જા અહીંથી. જા કહું છું કે!"

અમૂલ્યે ફરીને જોયું તો પિતા ઉંઘતા હતા. કશું બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી આસ્તે આસ્તે ચાલ્યો ગયો.

સવારે કદમ રસોડામાં એઠાં વાસણ લેવા આવી તો જુએ છે કે વરંડામાં એક ખૂણામાં કેટલાંક લાકડાંછાણાં ઉપર પડ્યો પડ્યો અમૂલ્ય ઉંઘે છે. દોડતી જઇ તે બિન્દુને તેડી લાવી. અન્નપૂર્ણા પણ ઉઠીને બહાર આવતી જ હતી. પાસે આવીને ઉભી રહી.

બિન્દુ ઘાંટો પાડી બોલી, "રાત્રે મોટી વહુએ કાઢ્યો લાગે છે. એ પથારીમાં હોય તો ઉંઘમાં ખલલ થાય ને!"

છોકરાની દશા જોઇને ક્ષોભથી, દુઃખથી તેની આંખમાં પણ પાણી ભરાઇ આવ્યું હતું. પણ બિન્દુના નિષ્ઠુર તિરસ્કારથી સળગી ઉઠી તે બોલી, "પોતાનો દોષ પારકાના ઉપર કાઢે ત્યારે જ તારાથી રહેવાય."

બિન્દુ છોકરાને ઉઠાડવા જતાં જુએ છે તો તેનું શરીર ગરમ હતું—તાવ આવ્યો હતો. બોલી, "આખી રાત કારતક માસની ઠંડીમાં તાવ આવે નહિ? હવે સારો થયો ત્યારે બચ્યાં."

અન્નપૂર્ણા વિહ્વળ થઇ, ઝંખવાણી પડી. બોલી, "તાવ આવ્યો છે—કયાં જોઉં?"

બિન્દુ જોરથી તેનો હાથ ખસેડી નાંખી બોલી, "રહેવા દો, જોવાની કશી જરૂર નથી." કહી સુતેલા છોકરાને સ્હેજ

કેડમાં લઇ અન્નપૂર્ણા તરફ એકવાર કરડી નજર નાંખી પોતાના ઓરડામાં ચાલી ગઇ.

પાંચ છ દિવસમાં જ અમૂલ્ય સારો થયો ખરો, પણ જેઠાણીનો વાંક બિન્દુએ માફ કર્યો નહિ. તે દિવસથી તે તેના સાથે સરખી વાતે કરતી નહિ.

અન્નપૂર્ણા મનમાં મનમાં સૌ સમજતી હતી, એટલે તે પણ ચૂપ જ રહી. સૌના દેખતાં બધો દોષ બિન્દુએ તેના ઉપર ઢોળ્યો હતો, તે અન્યાય તે પણ ભૂલી શકી નહિ. એટલે જ એક દિવસ કાંઇક વાત નીકળવા ઉપરથી તેણે એલોકેશીને પાસે બોલાવી કહ્યુ, "એનો તાવ તો નાની વહુને લીધે જ હતો. એ મુઓ નહિ એ એનું ભાગ્ય."

વાત એલોકેશીએ બિન્દુને પહોંચાડવામાં કશી વાર કરી નાહ. બિન્દુએ મન દઇને સાંભળી. પણ કશું બોલી નહિ. તેણે એ વાત સાંભળી છે એ પણ એલોકેશી સિવાય બીજું કોઇ જાણતું ન હતું. બિન્દુએ જેઠાણીની સાથે બોલવું એકદમ બંધ કર્યું. થોડાક દિવસ થયાં નવા ઘરમાં સરસામાન મોકલવા માંડયો હતો. કાલે સવારે ઉઠીને જ નવે ઘેર જવાનું હતું. યાદવ બાળકોને લઇને તે ઘેર ગયો હતો. માધવ કેસ હોવાને લીધે ક્યાંક બહાર ગયો હતો. એટલે તે પણ ન હતો. એટલામાં આ ઘરમાં એક વિષમ કાંડ ઉત્પન્ન થયું. સાંજે માસ્તર શીખવવા આવતો હતો. કોણ જાણે શા વિચારથી બિન્દુએ તેને બોલાવી મંગાવ્યો, અને કહ્યું, "કાલથી પેલે ઘર જઇને શીખવજો." માસ્તર "જેવી આજ્ઞા" કહી ચાલ્યો જતો હતો. પણ બિન્દુએ પૂછ્યું, " તમારો શિષ્ય આજકાલ કેવુંક ભણે છે "

માસ્તર—ભણવામાં તો તે સરસ જ છે, દરરોજ પહેલો નંબર જ હોય છે.

બિન્દુ—તે હશે. પણ આજકાલ ચીરૂટ પીતાં શીખ્યો છે તે ?

માસ્તર ચકિત થઇને બોલ્યો, "ચીરૂટ પીતાં શીખ્યો છે ?"

ઘડીક પછી પોતે જ બોલ્યો "આશ્ચર્ય નથી, છોકરાઓ બધું દેખાદેખી શીખે."

"કોને જોઇને શીખ્યો છે ?"

માસ્તર ચૂપ રહ્યો. બિન્દુએ પૂછયું, "એના બાપને એ વાત કરશો ?"

માસ્તર માથું હલાવી બોલ્યા, "અરે જુઓની, આજ પાંચ સાત દિવસની વાત છે—નિશાળને રસ્તે એક ઓઢીયા માળીના બાગમાં પેસી તેની કાચી કેરી પાડી, ઝાડ ભાંગી, તેને મારઝૂડ કરી એક પ્રકરણ ઉભું કર્યું."

બિન્દુ રોકેલે સાસે બોલી, "પછી ?"

"ઓઢીવાએ હેડમાસ્તરને ફરીયાદ કરી. તેણે દશ રૂપીયા દંડ કરી તે રકમ તેને આપી ઠંડો પાડયો."

બિન્દુ સાચું માની ન શકી. બોલી, "મારો અમૂલ્ય હતો ? તે રૂપીયા લાવ્યો કયાંથી ?"

માસ્તરે કહ્યું, "એ તો ખબર નથી, પણ તે પણ હતો. આ ઘરના નરેનબાબુ પણ હતા, અને નિશાળના બીજા ત્રણ ચાર બદમાશ છોકરાઓ હતા. આ વાત મેં હેડમાસ્તર પાસે જ સાંભળી."

બિન્દુ—દંડ ભરાઇ પણ ગયો ?

"જી, હા. તેયે સાંભળ્યું."

"વારૂ આપ જાઓ." કહી બિન્દુ ત્યાં જ બેસી રહી. તેના મુખમાંથી માત્ર અર્ધપ્રગટ શબ્દ નીકળ્યા, "મને જણાવ્યા વિના રૂપીયા આપવાની હિમ્મત આ ઘરમાં કોની?" એક તો તેનું મન ખરાબ હતું, તેમાં વળી દિદિની સાથે અબોલા ચાલતા હતા, અને તેમાં વધી આ ખબર-એટલે બિન્દુ હિતાહિતજ્ઞાનશૂન્ય બની રહી.

ઉઠીને તે રસોડામાં ગઇ. અન્નપૂર્ણા રાતને માટે શાક સમારતી હતી. મ્હોં ઉંચું કરી નાની વહુના વાદળ—ઘેરાયલા મ્હોં સામે જોઇ રહી.

બિન્દુ—દિદિ, આજકાલ અમૂલ્યને કાંઇ પૈસા આપ્યા હતા શું?

અન્નપૂર્ણાને બરોબર આ જ વહેમ પડ્યો હતો. ભયથી તેનો અવાજ સૂકાઇ ગયો. ધીરે સ્વરે બોલી, 'કોણે કહ્યું?"

બિન્દુ—તે વાતનું કશું કામ નથી. કામ એનું છે કે એ રૂપીયા શા મિષે લઇ ગયો, અથવા તમેયે એ શા મિષે આપ્યા?

અન્નપૂર્ણા સ્તબ્ધ થઇ રહી.

બિન્દુ—તમે ઇચ્છતાં ન હતાં કે હું તેને સજા કરૂં, તેથી મારાથી એ વાત છાની રાખી. અમૂલ્ય સુખે તે કરે, પણ મોટા આગળ જૂઠું બોલે એવો નથી. તમે જાણી બુઝીને આપ્યા હતા, સાચું ના?

અન્નપૂર્ણા ધીરે ધીરે બોલી, "સાચું, પણ આટલી વાર તેને માફ કર બહેન. હું માગી ચાહું છું."

બિન્દુ અંતરથી સળગી રહી હતી. બોલી, "આટલી વાર! આજથી હમેશ માટે માફી આપી. હવે બોલીશ નહિ,

એકે શબ્દ ઉચ્ચારીશ નહિ. તે જે આમ આંખ આગળ ધીમે ધીમે વહી જાય તે મારાથી નહિ જોવાય—તેના કરતાં એકીવારે ભલે વહી જતો. પણ તમારી છાતી કેમ ચાલી ?" આખરના શબ્દોએ અન્નપૂર્ણા સખ્ત વીંધાઈ ગઇ, પણ તે નિરુત્તર બેસી રહી. પણ બિન્દુ તો જેમ બકતી જતી હતી તેમ તેમ તેનો ક્રોધ વધતો જતો હતો. તે ફરી ઘાંટો પાડીને બોલી, "દરેક વાતમાં તમે ઘેલાં થઇને કહો છો, 'આટલી વાર માફ કરો.' પણ દોષ તેનો તેટલો નથી, જેટલો તમારો છે. તમને હું માફ કરીશ નહિ."

ઘરનાં દાસી ચાકર પણ આડમાં ઉભાં રહી સાંભળતા હતાં.

અન્નપૂર્ણાથી હવે રહેવાયું નહિ. "શું કરશે વારૂ ? ફાંસીએ ચઢાવશે ?"

અગ્નિમાં ઘી હોમાયું. બિન્દુ દારૂની માફક ભડકી ઉઠી. બોલી, "તમારે લાયક એ જ સજા છે."

"પોતીકા દીકરાને બે રૂપીયા આપ્યા; ગુન્હો તો એટલો ને ?" શી વાતમાંથી શી નીકળી પડી ! બિન્દુથી અસલ વાત ભૂલી જઈ બોલી જવાયું, "તે પણ આપ્યા શા સારૂ ? એમ ફેંકી દેવાના રૂપીયા આવે ક્યાંથી ?"

અન્નપૂર્ણા—રૂપીયા તું નહિ ફેંકી દેતી હોય ?

"હું ફેંકી દઉં છું મારા રૂપીયા. તમે કોના ?—તે તો કહો ?"

અન્નપૂર્ણાને આ વેળા ભયંકર ક્રોધ ચડ્યો. તે નિષ્કિંચન ઘરની દીકરી હતી; મનમાં ધાર્યું કે બિન્દુએ તે વાતનો જ ઇશારો કર્યો છે. ઉભી થઇને બોલી, "તું ભલેને

મોટા તાલેવાનની દીકરી હોય. પણ તેથી કાંઇ બીજાં કોઈએ રૂપીયા પણ આપી ન શકે, એ અહંકાર કરીશ મા."

બિન્દુ—એ અહંકાર હું કરતી નથી, પણ તમે જ વિચાર કરોની, એક પૈસો પણ આપવાનો હોય તો તમે તે કોનો આપો છો ?"

અન્નપૂર્ણા ઘાંટો પાડી ઉઠી, "કોનો પૈસો આપું છું? તારા હોઠે આવ્યું તે બકે છે? જા મ્હોં સંતાડ અહીંથી."

બિન્દુ—મ્હોં સંતાડ? મળસ્કું થતાં જ હું જઇશ. પણ પૈસા કોના ખરચો છો તે તમને સુઝતું નથી? કોના રોજગારે ખાઓ છો, પીઓ છો, અને શરીર ઢાંકો છો તે ભૂલી ગયાં ?

એકાએક આ શબ્દો બોલી બિન્દુ સ્તબ્ધ થઇને ઉભી રહી.

અન્નપૂર્ણાનું મ્હોં પડી ગયું હતું. ઘડીક નાની વહુના મુખ સામે એકીટશે જોઇ રહી, બોલી, "તારા ધણીનું રળ્યું ખાઉં પીઉં છું, અને શરીર ઢાંકું છું; હું તારી ગુલામડી; એઓ તારા ચાકર; એમ જ તું કહેવા માગે છે ના? તો આટલાં દિવસ પાધરૂં કહ્યું શા સારૂ નહિ ?"

તેનો હેઠલો હોઠ વારંવાર કાંપી ઉઠતો હતો. દાંત વતી તે દબાવી, ઘડીક સ્થિર રહી, તે બોલી, "તું ક્યાં હતી, નાની વહુ, જ્યારે નાના ભાઇને ભણાવવા માટે એમણે બે ધોતીયાં એક સાથે પહેર્યાં નથી. ક્યાં હતી તું જ્યારે ઘર સળગી ગયું ત્યારે માંડવા તળે એકટાણું રાંધી ખાઇ બાપ દાદાનાં ભીંતડાં પાછાં ખડાં કર્યાં હતાં ?"

બોલતાં બોલતાં તેની બન્ને આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. છેડા વતી આંખ લૂછી નાંખી બોલી, "એઓ જો જાણતા હોત તારા મનની વાત, તો કદિ તેમણે આમ અફીણ ખાઇ, આંખ મીંચી, હુક્કાની નળી મ્હોંમાં ઘાલી આરામમાં વખત વીતાડયો ન હત—એઓ તેવા છે જ નહિ. આજે મારે બ્હાને તેં તેમનું અપમાન કર્યું !"

સ્વામી-અભિમાનથી અન્નપૂર્ણાની છાતી ફુલી ફુલી ઉછળવા લાગી. બોલી, "સારૂં થયું જે તેં જણાવી દીધું. સતીઓ આત્મહત્યા કરતી હતી. હું યે સોગન્દ લઉં છું કે બહેતર બીજાને ઘર રાંધી ખાઇશ, પણ તારા ભાતનો દાણો હરામ છે. હેં તે કર્યું જ શું ? તેમનું અપમાન કર્યું ?"

એ જ ઘડીએ જાદવે આંગણામાં નીકળી બૂમ પાડી, "મોટી વહુ !" સ્વામીના અવાજથી તેનું અભિમાન ઝંઝાક્ષુબ્ધ સાગરની માફક ખળભળી ઉઠયું. તરત જ બહાર નીકળી બોલી, "હાય, હાય ! જે પોતાનાં સ્ત્રીછોકરાંનું પેટ ભરી શકતા નથી, તે કાચલીમાં પાણી લઇને ડુબી કેમ નથી મરતા ?"

જાદવ હતબુદ્ધિ થઇ જઇ બોલ્યો, "શું થયું રે !"

"શું થયું ? કશું નહિ. નાની વહુએ આજે સાધું સંભળાવી દીધું કે હું તેની દાસી અને તમે તેના ચાકર."

ઓરડામાં બિન્દુએ જીભ કરડી, કાને આગળી દીધી.

અન્નપૂર્ણા રોતી રોતી બોલી, "મારે એક દમડી કોઇને હાથે આપવાનો અધિકાર નહિ—તમે છતાં મારે આજે આ વાત સાંભળવાનું આવ્યું. આજે તમારી સામે ઉભી રહીને

સમ ખાઉં છું કે જો એ લોકોનું અન્ન ખાઉં તો મારા દીકરાનું લોહી પીઉં." *

બિન્દુના બીડેલા કાનમાં આ શબ્દ અસ્પષ્ટ રીતે પહોંચ્યા. સંભળાય ન સંભળાય એમ, "આ તેં શું કર્યું દિદિ!" બોલી, ત્યાં ને ત્યાં જ નીચે મ્હોંએ, આજે બાર વર્ષે પાછી એકાએક મૂર્ચ્છિત થઈને પડી.

૭

નવા ઘરમાં જાદવ, અન્નપૂર્ણા અને અમૂલ્ય સિવાય બધાં આવી ગયાં હતાં. બહારથી બિન્દુની ફોઈ, ફોઈની છોકરી, તેની છોકરીનો છોકરો, પીયરથી માબાપ, તેનાં દાસી ચાકર વગેરેથી આખું ઘર ભરાઈ ગયું હતું. અહીં આવ્યા તે દિવસે માત્ર બિન્દુને કંઈક કસાણું મ્હોં બતાવ્યું હતું, પણ બીજે દિવસથી જ તે ભાવ નીકળી ગયો હતો. ક્રોધ શમતાં જ અન્નપૂર્ણા આવશે એ વિષે બિન્દુને જરાય સંશય ન હતો. અહીં વાસ્તુ કરી લોકોને જમાડવાના હતા, એટલે તે તે જ ધમાલમાં ગુંચવાઈ ગઈ.

બિન્દુના બાપે પૂછ્યું, "બ્હેન, તારો છોકરો જણાતો નથી જે?"

બિન્દુએ ટુંકામાં પતાવ્યું, "તે પેલે ઘર છે."

માએ પૂછ્યું, "તારી જેઠાણી આવ્યાં નથી લાગતાં?"

બિન્દુ—ના.

મા પોતે જ બોલી, "બરોબર છે. સૌ આવે તો પછી પેલે ઘર રહે કોણ? બાપુકા ઘરને કાંઈ તાળું દેવાય?"

---

* "ફલાણું ન કરો તો મારું મુઆમોઢું જુઓ" એવા જે સોગન દેવાય છે તેને મળતા આ સોગન છે.

બિન્દુ ચૂપ રહી પોતાને કામે ચાલી ગઇ.

જાદવ કેટલાક દિવસ થયાં દરરોજ સંધ્યાકાળે એક વાર બહાર આવીને બેસતો, વાતચીત કરી ખબર લઇ પાછો જતો, પણ અંદર પગ મુકતો નહિ. વાસ્તુ કરવાની આગલી રાત્રે અંદર આવી એલોકેશીને બોલાવી ખબર પૂછતો હતો. બિન્દુને ખબર પડવાથી આડમાં ઉભી રહીને સાંભળતી હતી. બાપના કરતાં પણ જેઠની પાસે બાળપણથી તે પેલે દિવસ સુધી તે કેટલી લાડથી ઉછરી છે, તેનાં હુલામણાં સાંભળ્યાં છે! જાદવ "મા" કહીને બોલાવે, કોઈ દિવસ "વહુમા" સુદ્ધાં ન કહે! આવા જેઠની આગળ જેઠાણીની સાથે કજીયો કરી કેટલીયે વાર રાવ 'ખાધી છે, કદિ કોઇએ તેની ઉપેક્ષા કરી નથી. આજ તેમની આગળ અપાર લજ્જાથી બિન્દુનું ગળું રૂંધાઈ ગયું. જાદવ ચાલ્યો ગયો. અહીં એ એકાન્ત ઓરડામાં બેસી મ્હોંએ લુગડાંનો ડુચો દઈ ડુસકે, ડુસકે રોવા લાગી—ચોમેર લોકો, રખેને કોઇ સાંભળી જાય.

બીજે દિવસે સવારે બિન્દુએ સ્વામીને બોલાવી કહ્યું, "વખત થયો છે. ગોર બેસી રહ્યા છે. મોટા ભાઇ તો હજી આવ્યા નહિ!"

માધવે ચકિત થઇને પૂછ્યું, "શેના આવે?"

બિન્દુ વધારે વિસ્મયમાં પડી બોલી, "શેના આવે? તેમના વિના આ બધું કરશે કોણ?"

માધવ—હું. નહિ તો પ્રિયબાબુ કરશે. દાદા આવી શકશે નહિ.

બિન્દુ ચીડાઇને બોલી, "આવી શકશે નહિ એટલું બોલ્યા એટલે થયું? તેઓ છતાં બીજા કોઇને અધિકાર છે

ખરો ? ના, ના, તે થનાર નથી. તેમના વિના કોઇને હું કશું કરવા દેનાર નથી."

માધવ— ત્યારે બંધ રાખ. તેઓ ઘેર નથી, કામે ગયા છે.

"એ બધું મોટી વહુનું કારસ્થાન છે! ત્યારે તે પણ નહિ આવે એમસ્તો." કહી બિન્દુ રોઉં રોઉં થઇ ચાલી ગઈ. તેને માટે વાસ્તુ, પૂજાપાઠ, ઓચ્છવ, ખવરાવવા પીવરાવવાનું, સૌ ઘડીકમાં એકીવારે મિથ્યા થઇ પડયું. ત્રણ દિવસ હરઘડી તેણે એ જ ફિકરમાં ગાળ્યા છે કે આજે જેઠ આવશે, જેઠાણી આવશે, અમૂલ્ય આવશે. આજના આખા દિવસના કામ માટે તે મનમાં મનમાં તેમના ઉપર કેટલો ભરોસો રાખી નિશ્ચિંત થઇને બેઠી હતી તે તો તેના સિવાય બીજું કોઈ જાણતું ન હતું. સ્વામીના એક જ શબ્દમાં તે બધી વાત મૃગજળની માફક ઉડી ગઈ અને તેની સાથે જ ઓચ્છવની આ મહાભારત ઉપાધિએ પથ્થરની માફક તેની છાતીને દાબી દીધી.

એલોકેશીએ આવીને પૂછયું, "ભંડારની ચાવી જરા આપોની, નાની વહુ, કંદોઇઓ મીઠાઇ લઇને આવ્યા છે.".

બિન્દુ કંટાળીને બોલી, "બ્હેન, અહીં ક્યાંક રાખો હમણાં. પછી થઇ રહેશે."

"ક્યાં રખાય, વહુ, કાગડા બાગડા બગાડી જશે તો ?"

"તો ફેંકી દેજો" કહી બિન્દુ બીજે ક્યાંક ચાલી ગઈ.

ફોઇએ આવીને પૂછયું, "હેં બિન્દુ, કેટલો મેંદો બાંધવો છે, હમણાં ? જરા બતાવી દેત તો."

બિન્દુ મ્હોં ચડાવીને બોલી, "કેટલો બાંધવાનો તે હું શું જાણું ? તમે ઘરવાળાંઓ રહી, તમે ન જાણો ?"

ફોઇબા દિઙ્મૂઢ થઇ બોલી, "સાંભળો વાત! તારે ત્યાં કેટલાં માણસ અત્યારે જમશે તે હું શું જાણું?"

બિન્દુ ચીડાઇને બોલી, "ત્યારે પૂછો એમને. એ કામમાં તો હતાં દિદિ—અમૂલ્યધનને જનોઇ દીધું ત્યારે ત્રણ દિવસ લાગટ આખું ગામ જમ્યું, તોપણ એક વાર મને પુછયું નથી કે નાની વહુ ફલાણું કર કે અમકડું કર. તેના હાડમાં જે યોગ્યતા છે તે આ ઘરનાં બધાં માણસમાંના એકેમાં નથી," કહી બીજા ઓરડામાં ચાલી ગઇ. ત્યાં કદમે આવીને પૂછયું, "દિદિ, જમાઇજી પૂછે છે કે પૂજા માટે કપડું વગેરે—" તેમ બોલી રહે તે પહેલાં તો બિન્દુ ઘાંટા પાડી ઉઠી, "મને ખાઇ જાઓ, બધાં ખાઇ જાઓ! જા, આઘી જા અહીંથી."

કદમ જીવ લઇને ત્યાંથી ભાગી.

થોડી વારે માધવ આવીને ઉપરાઉપરી બૂમો પાડીને બોલ્યો, "અરે સાંભળો છો કે?"

બિન્દુ પાસે આવીને ઝણકારા સાથે બોલી, "ના, નથી સાંભળતી. હું નથી સાંભળવાની! નથી સાંભળવાની! નથી સાંભળવાની! થયું?"

માધવ દિઙ્મૂઢ થઇ જોઇ રહ્યો.

બિન્દુ—"શું કરશો મને? ગળે ફાંસી દેશો? ના, દેવી હોય તો દેને!" કહી રોઇ ત્યાંથી ઝડપથી ચાલી ગઇ. દિવસ ચડવા લાગ્યો.

બિન્દુ કાંઇ કામકાજ વિના વામાંટામાં ફરતી અહીંથી તહીં કેવળ બીજાંઓને જ દોષ દેતી આંટા મારવા લાગી. કોઇકે ઉતાવળમાં રસ્તામાં કેટલાંક વાસણ રહેવા દઇ ગયું હતું

તેને બિન્દુએ ઠાકર મારી આંગણામાં પહોંચાડી દઇ, કામ કેવી રીતે થાય તે બતાવી દીધું: કોઇનું ભીનું લુગડું સૂકાતું હતું તે ઉડી તેને અડી ગયું એટલે તરત જ તેને ખેંચી પાડી ટુકડે ટુકડા કરી ફેંકી દઇ, લુગડાં કેમ સુકવવાં તે સમજાવી દીધું. જે કોઇ તેની સામે આવતાં તે ડરથી આઘાં ખસી ઉભાં રહેતાં.

ગોર બિચારો પોતે જ ઓરડામાં આવી પૂછવા લાગ્યો, "આમ કેમ ? વેળ થવા લાગી છે—કશી વ્યવસ્થા બ્યવસ્થા જણાતી નથી ?"

બિન્દુએ આડે ઉભી રહી સખ્ત સ્વરે જવાબ દીધો, "વરાના ઘરમાં વખત થાયે અરી," કહી બીજું એક વાસણ ઠાકરે ચડાવી, બીજા એક ઓરડામાં મેજ ઉપર શબની માફક બેસી રહી. દશેક મિનિટ પછી એકાએક તેના કાનમાં કોઇ પરિચિત કંઠસ્વર સંભળાતાં વાર જ તે હાંફળી ફાંફળી ઉઠી ઉભી થઇ અને બારણામાંથી ડોકીયું કરી જોયું તો અન્નપૂર્ણા આંગણામાં આવી ઉભી છે.

બિન્દુ દુઃખથી, અભિમાનથી મોટેથી રોઇ પડી. આંખ લૂછી, સામે જઇ ગળામાં લુગડાનો છેડો નાંખી હાથ જોડી બોલી, "દશ અગીયાર વાગ્યા. હજી કેટલીક શત્રુતા કરવી છે, દિદિ ? હું ઝેર ખાઉં તો જ જો તમારો મનોરથ પૂરો થાય એમ હોય તો ઘેર જઇને એક પડીકું મોકલી આપો." કહી ચાવીનો ઝુમખો ખડિંગ કરતો તેના પગ આગળ નાંખી પોતાના ઓરડામાં જઇ બારણું ઢાંકી ભોંય પર પડી રોવા લાગી. અન્નપૂર્ણા ચુપચુપ ચાવીનો ઝુમખો ઉઠાવી લઇ બારણું ઉઘાડી ભંડારમાં પેઠી. પાછલે પહોરે લોકોની આવજા,

જમાડવા વગેરેની ભીડ ઓછી થઇ હતી. તોપણ બિન્દુ કોણ જાણે શા માટે એકલી ઉંચે જીવે એક ઓરડામાંથી બીજા ઓરડામાં આંટા મારતી હતી.

ભૈરવે આવીને કહ્યું, "અમૂલ્યબાબુ નિશાળમાં નથી."

બિન્દુ તેના તરફ આગ વર્ષાવતી દૃષ્ટિ નાંખી બોલી, "અભાગીયા ! છોકરા રાત સુધી તે નિશાળમાં હોય ? અજાણ્યો છે તું ? પેલે ઘર જઇને જરા જોઈ અવાતું નથી ?"

ભૈરવ—તે ઘેર પણ નથી.

બિન્દુ ધાંટો પાડીને બોલી, "ક્યાંક કોઈ નીચ વર્ણના છોકરા સાથે ગિલ્લીદંડા રમતો હશે. હવે થોડો જ તેના જીવને ડર છે ? આ વાર એક આંખ ફુટી જાય તો મોટી વહુના જીવને જાણે ટાઢક વળે. તેમ થાય તો દશ હાથને બદલે બાર કરીને ખાય. જા જ્યાં હોય ત્યાંથી શોધી લાવ."

અન્નપૂર્ણા ભંડારને ઉંબરે બીજી થોડી ઘરડીઓની સાથે બેસી વાતો કરતી હતી. નાની વહુનો ધાંટો તેણે સાંભળ્યો હતો.

કલાક પછી ભૈરવે આવીને ખબર આપી, "અમુલ્ય બાબુ ઘેર છે. આવ્યા નહિ." બિન્દુ માની શકી નાહ.

"કેમ નહિ આવ્યો રે ? હું બોલાવું છું એમ કહ્યું હતું ?"

ભૈરવ ડોકું હલાવી બોલ્યો, "હા, તોયે ન આવ્યા."

બિન્દુ ઘડીભર ચૂપ રહી બોલી, "તેનો વાંક શો ? જેવી મા તેવો દીકરો હોય જ ના ! જા ત્યારે મેં પણ સમ ખાધા કે એવાં માદીકરાનું મ્હોં ન જોવું"

મોડી રાત્રે અન્નપૂર્ણા ઘેર જવાને તૈયાર થઇ. તેને મુકી આવવા માટે માધવ પોતે આવી ઉભો રહ્યો. બિન્દુ ઝટપટ

પાસે જઇ સ્વામીને ઉદ્દેશીને ભીષણ કંઠે બોલી, "મુકવા તો જાઓ છોસ્તો. એમણે પાણી સુદ્ધાં હોઠે અડાડ્યું નથી તે જાણો છો ?"

માધવ—તે તારે જાણવું જોઇયે, મારે નહિ. બધું ધૂળ-ધાણી થાય છે એમ જોઇ જાતે જઇને તેડી લાવ્યો હતો, હવે જાતે મુકવા જાઉં છું.

બિન્દુ—વારૂ, બહુ સારૂં. ત્યારે તમેય તેમના તરફ છો એમ જણાય છે.

માધવ જવાબ ન દેતાં બોલ્યો, "ચાલો ભાભી, મોડું ના કરો."

"ચાલો દીયરજી" કહી અન્નપૂર્ણા બહાર પગ મુકતી હતી ત્યાં તો બિન્દુ ગર્જી ઉઠી, "કહેવાય છે કે ભાગીયાં શત્રુ. પોતે જે મ્હોઢે આવ્યું તે અંદર દશ વાત ભેળી બોલ્યાં, ચટચટ સોગન્દ લીધા, ચાર દિવસ ચાર રાત સુધી છોકરાનું મ્હોં ના જોવા દીધું. ભગવાન આનો જરૂર વિચાર કરશે." બોલી મ્હોંમાં લુગડાનો છેડો ઘાલી રોવું દાબી દઇ રસોડાના ઓટલામાં આવી ઉબડી પડી બેભાન થઇને પડી. બારે હલચલ મચી રહી. માધવ અને અન્નપૂર્ણા બન્નેએ સાંભળી. અન્નપૂર્ણા પાછી ફરી બોલી, "શું થયું જોઇયે."

માધવ—જોવાનું નથી, ચાલો.

ટંટાની વાત આટલા દિવસ છાની હતી, હવે ન રહી. બીજે દિવસે ઘરની સ્ત્રીઓ એક ઠેકાણે બેઠી હતી ત્યાં એલો-કેશી બોલી ઉઠી, "દેરાણી જેઠાણીને ઝગડો હતો તેમાં છોકરા-ને શું થયું, તેનાથી એકવાર આવી ન જવાયું? નાની વહુએ કાંઇ ખોટું નહોતું કહ્યું, 'જેવી મા તેવા બેટા હોય

જ તો.' બહુયે છોકરા જોયા, પણ આવો નિમકહરામ તો કદિ જોયો નહિ."

બિન્દુએ કંટાળેલી નજરે એક વાર તેના તરફ જોઇને લાજથી, ઘૃણાથી મ્હોં નીચું કર્યું. એલોકેશી પાછી બોલી, "તમને છોકરાં બહુ વહાલાં છે, નાની વહુ. તો મારા નરેન્દર નાથને લોની, એ તમને આપ્યો. મારી નાંખો, કાપી નાંખો, કદિ એક શબ્દ બોલવાનો જ નહિને. પેલાના જેવાં છોકરાં અમે ન જણીયે."

બિન્દુ નિઃશબ્દ બેસી રહી. બિન્દુની માએ જવાબ આપ્યો. તેને વરસ થયાં છે, જમીનદારની છોકરી છે, જમીનદારની સ્ત્રી છે, વળી પુખ્ત માણસ કહેવાય. હસીને ડોશી બોલી, "એટલી એક જ વાત છે શું? અમૂલ્ય તો એના હાડમાંસની સાથે વળગેલો છે. ના, ના, તમે એમ કરીને એના ઉંચા જીવ કરો મા. બિન્દુ, તમારો ટંટો તો ચાર દહાડાનો, મા. તેથી કાંઈ છોકરો તારો પારકાનો થઈ જવાનો છે?"

બિન્દુ આંસુભરી આંખે માના મુખ તરફ જોઇને, કાંઇ બોલ્યા ચાલ્યા વિના બેસી રહી. દીવા વખતે તે કદમને બોલાવી પૂછવા લાગી, "વારૂ કદમ, તું પણ હતીસ્તો‌‌ તું જ બોલ. મારો શું એવો મોટો ગુન્હો હતો જે તેમણે આટલા આકરા સમ લઇ માર્યા. બિન્દુએ તેને આ પૂછવા માટે બોલાવી છે એમ કદમ એકાએક માની ન શકી. તે અત્યન્ત સંકોચથી મૌન ધરી રહી. તોપણ બિન્દુએ પૂછ્યું, "ના ના, હજાર વાત હોય તોપણ તમે લોકો મારા કરતાં મોટાં રહ્યાં. તમ લોકોની બે વાત મારે સાંભળવી જ જોઇયે. તું જ કહેની, મારો એવડો શો વાંક થયો હતો?"

કદમ ડોકું ધુણાવી બોલી, " ના દિદિ, વાંક વળી શેનો ?"

બિન્દુ—ત્યારે જાની જરા તે ઘેર. બે બોલ જઈને સંભળાવી આવની. તને શો ભય છે ?

કદમમાં જરા હિમ્મત આવી. બોલી, " ભય કશોયે નહિ, દિદિ, પણ કામ શું છે વળી કજીયો કંકાસ કરવાનું ? જે થવાનું તે થઇ ગયું."

બિન્દુ—ના, ના, કદમ તું સમજતી નથી. સાચી વાત કહી દેવી સારી. નહિ તો તે મનમાં ધારશે કે મારો જ જાણે બધો વાંક, તેનો કશો જ નહિ. બહાર કાઢી મુકીશ, દૂર કાઢી મુકીશ એમ તેણે કહ્યું નહોતું ? હું કદ તેમની સાથે વઢી છું ? છતાં તેમણે શા સારૂ છાની રીતે રૂપીયા આપ્યા ? કેમ એક વાર મને જણાવ્યું નાહ ?

કદમ બોલી, " વારૂ, કાલે જઈશ. આજે રાત પડવા આવી."

બિન્દુ નારાજ થઇ બોલી, " રાત ક્યાં પડવા આવી છે ? તુંયે જબરી છે વાત ઉડાવનારી ! શીયાળાનો દહાડો એટલે એમ લાગે. નહિ તો સાથે કોઇને લઈ જા. અરે ભૈરવ સાંભળ, હેબોને બોલાવીને કહે તો કદમની સાથે જાય."

ભૈરવ—હેબોની પાસે બાબુ ફાનસ સાફ કરાવે છે.

બિન્દુ ડોળા ચડાવી બોલી, " ફરી સામું બોલ્યો કે ?

ભૈરવ તે દૃષ્ટિ આગળથી ભાગ્યો. કદમને મોકલી બિન્દુ બેચાર વાર આ ઓરડેથી પેલો ઓરડો કરી રસોડામાં આવી. બ્રાહ્મણી એકલી બેસીને રાંધતી હતી. બિન્દુ તેની બાજુએ બેસીને પૂછવા લાગી, " વારૂ, અલિ, તુંએ સાક્ષી. સાચું કહે, અલિ, કહેનો વાંક વધારે હતો ? "

બ્રાહ્મણી સમજી ન શકી. પૂછ્યું, " શામાં, મા ? "

બિન્દુ—તે દહાડાની વાત રે. મેં શું કહ્યું હતું ? માત્ર એટલું પૂછેલું કે દિદિ, અમૂલ્યને આજકાલમાં રૂપીયા આપ્યા હતા ? કોણ નથી જાણતું કે છોકરાંના હાથમાં પૈસા ન દેવાય ? કહ્યું હોત કે અમૂલ્યે રોણુ માંડયું હતું એટલે આપ્યા, તો ચાલત. એટલામાં આટલું પ્રકરણ જ શું કરવા ઉભું થાય અને આમ સમસોગન્દ શા સારૂ લેવા વખત આવે ! પાંચ હાંલ્લાં સાથે હોય તો અથડાયે ખરાં; આપણે તો માણસ રહ્યાં તેટલામાં આવા આકરા સોગન્દ ! આટલો એક કુળનો દીવો. તેનું નામ લઇને સોગન્દ ! આ કહી દીધું, અલિ તને, આ જન્મમાં હું તો એનું મ્હોં હવે નહિ જોઉં. શત્રુના તરફ પાછું ફરીને જોઉં, પણ એમના તરફ તો નહિ જ.

બ્રાહ્મણી સ્વભાવે જ ઓછાબોલી હતી. શું બોલવું તે ન સમજી ચૂપ રહી. બિન્દુની બન્ને આંખમાં આંસુ ભરાયાં. ઉતાવળે લૂછી નાંખી ધીમરે કંઠે પાછી બોલી, " ક્રોધમાં માણસ કાંઇ સોગન્દ ખાતાં નથી ? તેથી શું પાણીને સુદ્ધાં અડવું નહિ. છોકરાને સુદ્ધાં આવવા ન દીધો ! આ તે કાંઇ મોટાંને છાજે ! હજાર વાત હોય તોયે હું નાની, મારી અક્કલ ઓછી, તેના પેટની દીકરી જ હોત તો શું કરત વારૂ ? હુંયે ત્યારે એમનું નામ કદિ લેવાની નથી તે જોજો તમે બધાં. "

બ્રાહ્મણી તોયે ચૂપ જ રહી. બિન્દુ બોલી ઉઠી, " ને એ જ શું સમ ખાઈ જાણે. હું નહિ જાણું ? કાલે જો પેલે ઘેર જઇને કહી આવું કે એક પડીકું ઝેર ન મોકલો તો તમને પેલા જ સમ છે તો શું થાય ? હું બે દિવસ રાહ જોવાની છું. પછી જઇને આવા જ સમ દઇ આવવાની. નહિ

તો જાતે જ એક પડીકું ઝેર ફાકી કહી જમાંશ દિદિએ મોકલ્યું હતું. પછી જોઉં છું પાંચ જણ એના પર ફિટકાર નાંખે છે કે નહિ ! એ ખસીયાણું પડે છે કે નહિ !"

બ્રાહ્મણી ગભરાઇને બોલી, "જાઓ જાઓ, મા એવું મનમાં ના આણો. કજીયા કંકાસ કાંઇ બારે દહાડા રહે ? એમનાથીયે તમારા વિના રહેવાનું નથી. અમૂલ્યધનનાથીયે ન રહેવાય."

બિન્દુ અધીરી થઇને બોલી, "તે જ તો અલિ. જરૂર તેને એણે મારઝુડ કરીને ભય દેખાડીને અટકાવી રાખ્યો લાગે છે. એક રાત મને તેના વિના ઉંઘ ન આવે, તેને આજે પાંચ દિવસ ચાર રાત થઇ ગઇ! એ બાઇનું તે હવે મ્હોં જોવાની છું કે? આ કહી દીધું લે, કે દુશ્મનના તરફ પાછું ફરીને જોઇશ, પણ એમના તરફ આ જન્મે ફરી ન જોઉં."

બ્રાહ્મણી પોતાની પહોંચી ઉપર એક કાળો દાગ બતાવી બોલી, "જુઓ મા, હજીયે કાળો ડાઘ દેખાય છે. પેલી રાતે તમને આંકડી આવી હતી ત્યાર પછી શું થયું હતું તે બધું તમને ખબર નથી. અમૂલ્યધન ક્યાંકથી દોડતો આવી તમારી છાતી ઉપર પડીને જે રોયો ! તેણે કદિ જોયલું નહિ, એટલે કહે કે નાની મા મરી ગયાં. ન દે તમારી આંખ મ્હોં ઉપર પાણી નાંખવા, કે ન દે પંખો નાંખવા. હું ખસેડવા ગઈ, મને બચકું ભર્યું; મોટી મા ખસેડવા ગયાં, તેમને કરડી, વચરડી, તેમનું લુગડું ફાડીને કટકા કર્યાં. તમે પડેલાં તેની સેવા તો આઘી રહી; એણે જ બ્હાવરાં કરી મુકયાં. આખરે ચાર પાંચ જણ મળી ખેંચી લઇ ગયાં."

બિન્દુ એકીટશે તેના મ્હોં સામું જોઇ રહી, એક એક શબ્દ જાણે ગળે ઉતારવા લાગી. પછી એક લાંબો નીસાસો નાંખી, ધીરે ધીરે ઉઠી, પોતાના ઓરડામાં જઈ સુઇ ગઈ.

ચારેક દિવસે બિન્દુના પિતા, માતા, ફોઈ વગેરે ગયાં તેને આગલે દિવસે તેને પાછી આંકડી આવી. ત્યારથી બિન્દુ ગુપચુપ પથારીમા પડી હતી. કદમ પંખો નાંખતી હતી. બીજું કોઈ ન હતું. બિન્દુ ઇશારો કરી તેને વધારે પાસે બોલાવી મૃદુ સ્વરે બોલી, "કદમ, દિદિ આવ્યાં છે શું ?"

કદમ—ના દિદિ, અમે આટલાં છીએ ને તેમને વળી શા સારૂ મહેનત આપવી ?

બિન્દુ ક્ષણભર ચૂપ રહી બોલી, "એ જ તારી ભૂલ છે, કદમ. બધી વાતમાં તારી જ અક્કલ ચલાવવા જાય છે. એમ કરીને જ એક દિવસ મને મારી નાંખવાની લાગે છે. વાસ્તુ કર્યું તે દિવસે પણ તમે આખું ઘર ભરીને માણસ હતાં જ તો. તમે શું કરી શક્યાં હતાં, જ્યાં સુધી તે એકલીએ ઘરમાં પગ નહોતો મુક્યો ત્યાં સુધી? ક્યાં તમે અને ક્યાં તે ? તેની ટચલી આંગળી જેટલું જોર તમારાં ઘરભર માણસમાં નથી."

બિન્દુની મા ઓરડામાં આવીને કહેવા લાગી, "માધવ-બાબુની રજા છે, બિન્દુ. તું પણ થોડા દિવસ અમારી સાથે જરા ફરી આવની, ચાલ."

બિન્દુ માના મ્હોં સામું જોઇ રહી બોલી, "મારૂં જવાનું ન જવાનું તેમના મત ઉપર આધીન થોડું છે, બા, જે તેમણે કહ્યું એટલે આવું ? મારા દુશ્મનની રજા વિના શી રીતે અવાય ? "

મા વાત સમજી ગઇ. "તારી જેઠાણીની વાત કરે છે? તેની રજા હવે લેવાની જરૂર નથી. જ્યારે જુદાં થઇ તમે ચાલ્યાં આવ્યાં ત્યારે જ તેમણે રજા આપી દીધેલી."

બિન્દુ માથું હલાવી બોલી, "ના, મા. તેમ થાય નહિ. જ્યાં સુધી તે જીવતાં છે ત્યાં સુધી તે ગમે ત્યાં હોય તોયે તેઓ જ મારે બધામાં છે. બીજું ચાહે તે કહે, મા, તેમને કહ્યા વિના ઘર છોડી મારાથી ન નીકળાય—મોટા ભાઇને માઠું લાગે."

એલોકેશી આ જ વેળા ઉભી ઉભી સાંભળતી હતી. તે બોલી "વારૂ, હું કહું છું તમે જાઓ."

બિન્દુએ તે વાતનેયે જવાબ ન દીધો. તેની માએ પૂછયું. "વારૂ, તેમ નહિ તો માણસ મોકલી તેમને પૂછાવી જો, બિન્દુ."

બિન્દુ ચકિત થઇને બોલી, "માણસ મોકલીને? તે તો વળી વધારે માઠું, મા! હું તેનું મન જાણું છું. મ્હોંડે કહેશે, 'જા,' પણ અંદરથી રોષ રાખશે. હશે તો મોટા ભાઇને પાંચ શબ્દે સંભળાવશે. ના મા. તમે જાઓ, મારાથી ન અવાય." માએ વધારે આગ્રહ કર્યો નહિ. તે ચાલી ગઇ. હવે આખું ખાલી ઘર તેને પ્રતિક્ષણ ખાવા ધાતું હોય એમ લાગ્યું. નીચેના એક ઓરડામાં એલોકેશીવાળાં રહેતાં હતાં. બીજે માળે એક ઓરડો તેનો પોતાનો હતો. બાકી આખું ઘર ખાલી "ખાઉં, ખાઉં" કરવા લાગ્યું. અન્યમનસ્ક ભાવે ફરતી ફરતી ત્રીજે માળે એક ઓરડામાં આવીને ઉભી. કોણ જાણે ક્યારેક ભવિષ્યને માટે પુત્ર અને પુત્રવધૂને માટે આ ઓરડો તેણે તૈયાર કરાવ્યો હતો. અહીં આવી તેનાથી કેમે

ફરી આંખનાં આંસુ ખાળી શકાયાં નહિ. નીચે ઉતરતી હતી, ત્યાં રસ્તામાં સ્વામી મળતાં જ તેમને તેણે પૂછ્યું, "હેં વારૂ, ત્યારે હવે શું થશે ?" માધવે ન સમજી પૂછ્યું, "શેનું ?"

બિન્દુ પાછો જવાબ દઇ શકી નહિ. એકાએક લાંબો નીસાસો નાંખી બોલી, "ના, ના, તમે જાઓ. કશું નહિ."

બીજે દિવસે સવારે માધવ બહારના ઓરડામાં બેસી કામ કરતો હતો. એટલામાં બિન્દુ ઓરડામાં આવીને જ રોવું દબાવી બોલી, " એઓ નોકરી કરે છે ને ? " માધવ મ્હોં ઉંચું કર્યા વિના જ બોલ્યો, "હં."

"હં શું ? આ શું તેમની નોકરી કરવાની અવસ્થા છે કે ?"

માધવ પ્રથમની જેમ કાગળ તરફ જ આંખ રાખી બોલ્યો, "નોકરી શું માણસ અવસ્થાને લીધે કરે છે ? ભાડને લીધે કરે છે."

"તેમને ભાડ હોય જ શા માટે ? અમે તો પારકા, અમે તો જાણે કજીયો કર્યો. પણ તમે તો તેમના ભાઇ? "

માધવ—સાવકા ભાઈ–સપિંડ.

બિન્દુ આભી થઈ ગઇ. ધીરે ધીરે બોલી, "તમે છતા, તેમને નોકરી કરવા દેશો ?"

માધવે હવે મ્હોં ઉંચું કરી સ્ત્રીની સામે જોયું. પછી સહજ શાન્ત સ્વરે બોલ્યો, " કેમ ન દઉં ? સંસારમાં જે જેવું ભાવિ લઇને આવે છે તેવું ભોગવે છે. તેનો જીવન્ત સાક્ષી હું છું. માબાપ ક્યારે મરી ગયાં તે ખબર નથી. મોટી ભાભીને મ્હોડે સાંભળ્યું છે કે આપણે બહુ ગરીબ હતાં, પણ કદિ દુઃખ કષ્ટની આંચ સરખી પણ જાણી નથી. ક્યાંથી હમેશાં સારૂ

ધોયેલાં કપડાં આવતાં હતાં, ક્યાંથી સ્કુલ કૉલેજની ફી આવતી હતી, ચોપડીના પૈસા આવતા હતા, રહેવાનું અને વીશીખરચ આવતો હતો તે આજે પણ કહી શકું એમ નથી પછી વકીલ થઈ કાંઇ ઓછા પૈસા નથી કમાયો. એવામા કોણ જાણે કયાંકથી ઢગલો રૂપીયા લઇને તમારાં ઘરમાં પગલા થયાં—આવી અટારીઓ પણ ઊભી થઈ—તોપણ દાદાને જુઓ તો હમેશ તનતોડ વૈતરાં કરતા, સાંધેલાં થીંગડાવાળા કપડા પહેરતા—શીયાળાને દહાડે પણ તેમના અંગ ઉપર કદિ પહેરણ જોયું નથી—એક ટાણું કોળીયો અન્ન ખાતા તે કેવળ આપણે માટે—બધી વાત યાદે નથી આવતી, યાદ કરવાની દરકારે જોતો નથી—માત્ર થોડા દિવસ આરામ ભોગવ્યો. તે પણ ભગવાને વ્યાજ સુદ્ધાં પાછો વસુલ કરી લીધો." કહી તરત તે મ્હોં ફેરવી કાંઇક જરૂરના કાગળો તપાસવા લાગ્યો

બિન્દુ નિર્વાક્, સ્તબ્ધ છે. સ્વામીનો કેવો ભયંકર તિરસ્કાર ગયા દિવસની આ સ્વાભાવિક કથનીમાં છુપાયલો હતો તે બિન્દુ રોમે રોમ પર્યન્ત અનુભવવા લાગી. માથું નીચું ઘાલી રહી.

માધવ કાગળ તપાસતો તપાસતો કેટલુંક જાણે મનમાં ને મનમાં જ બોલ્યો, "નોકરી પૂછે છે નોકરી! રાધાપુરની અદાલત--આવતાં જતાં પાંચ ગાઉ થાય—જવા મળસ્કે ચાર વાગે નીકળી•આખો દિવસ ભૂખ્યા રહી રાત્રે ઘેર આવી બે કોળીયા પામે ત્યારે મહિને બાર રૂપયડી મળે."

બિન્દુ કંપી ઉઠી, "આખો દિવસ ભૂખ્યા! મોટા બાર રૂપયડી!"

" હા, બાર રૂપયડી. અવસ્થા થઇ છે, તેમાં વળી અફીણના બંધાણી રહ્યા, એટલે પારેર દૂધનાંયે સાંસાં. ભગવાને આટલા દિવસે દયા કરી દાદાનાં ભવનાં વળુટણ છોડવવાને માટે હવે ઉપાય કર્યો લાગે છે."

બિન્દુની આંખમાંથી ડબડબ આંસુ પડવા લાગ્યાં, અને કદિ કોઇ દિવસ ન કરેલું તે આજે કર્યું. નીચી પડી સ્વામીના બન્ને પગ જોરથી પકડી રોતી રોતી બોલી, " તમારે પાયે પડું છું. કાંઇક ઉપાય કરો. માંદા બિચારા આવી રીતે બે દિવસ પણ બચવાના નથી."

માધવ પોતાની આંખનાં આંસુ જેમ તેમ લૂછી બોલ્યો, "હું શો ઉપાય કરૂં ? ભાભી આપણો એક દાણો ચાવલ સુદ્ધાં ન લે. અને કાંઇ ન કરવામાં આવે તો તેમનો સંસાર પણ શી રીતે ચાલશે ! "

બિન્દુ રૂંધાયલા કંઠે બોલી, "તે હું નહિ જાણું. અરેરે ! તમે મારા દેવતા, તેઓ તમારા કરતાંયે મોટા ! હાય હાય ! જે વાત મનમાં પણ આણી નથી શકાતી તે જ વાત—" બિન્દુ આગળ બોલી શકી નહિ.

માધવ—વારૂ, તો એટલું તો કર. ભાભીની પાસે જા. જેથી તેમની રીસ ઉતરે અને તે પ્રસન્ન થાય તેમ કર. મારા પગ પકડી આખો દિવસ બેસી રહેતાયે કાંઇ વળશે નહિ."

બિન્દુ તરત જ પગ છોડી બેઠી થઇ બોલી, "પગ પકડવાની મને આદત નથી. હવે સમજું છું કે તે દહાડે રાતે તેમણે જલસ્પર્શ સુદ્ધાં કર્યો ન હતો, છતાં તમે ખાસા જાણી બુઝીને દુશ્મનની માફક ચૂપ જ રહ્યા ! મારો અપરાધ મોટો થઇ પડયો, તમે એકે શબ્દ ન બોલ્યા."

માધવ કાગળોમાં મન ઘાલી બોલ્યો, "ના. એ વિ
દાદા પાસે ભણ્યો છું. ઇશ્વર કરે ને એમ મૂંગો ને મૂંગો ર
એક દિવસ ચાલ્યો જાઉં."

બિન્દુ એકે શબ્દ ન બોલી. ઉઠી પોતાના ઓરડામાં જા
પડી રહી.

માધવ ઉઠવાની જ તૈયારી કરતો હતો, તેટલામાં બિ
પાછી ઓરડામાં આવી. તેની બન્ને આંખો લાલચોળ હ
માધવને દયા આવી. બોલ્યો, " જા એક વાર તેમની પા
તેમને ઓળખે છે તું, એક વાર ત્યાં જઇને ઉભી ર
એટલે થયું."

બિન્દુ અત્યન્ત કરુણ સ્વરે બોલી, " તમે જાઓના.
છોકરાના સમ ખાધા છે."

માધવ તેના મનનો ભાવ સમજી, જરા તપીને બોલ
"હજાર સમ કેમ ન ખાધા હોય, તોયે હું દાદાને જઇને ન
કહી શકું. તેઓ જાતે પૂછે નહિ ત્યાં સુધી તેમની પાસે જ
કાંઇ કહેવાની હિમ્મત, મારું કોઇ ગળું કાપી નાંખે તો
મારામાં નથી." તોપણ બિન્દુ હઠી નહિ.

માધવ—ન જવાય તારાથી ?

બિન્દુ જવાબ દીધા વિના નીચું મ્હોં કરી ચાલી ગઇ

## ૮

ઘરની સામેથી નિશાળનો રસ્તો હતો. પ્રથમ કેટલ
દિવસ અમૂલ્ય છત્રી આડી રાખી આ જ રસ્તે જ
હતો. આજ બે દિવસથી તે લાલ રંગની છત્રી એ રસ્ત
એક બાજુએથી જતી જણાઇ નથી. રાહ જોઇ જો

બિન્દુની આંખ ફાટવા લાગી, તોપણ તે ઉપરની છતની આડમાં બેસી એમ ને એમ એકીટશે રસ્તા તરફ જોતી બેસી રહી. સવારે નવ અને દશ વાગ્યાની અંદર કેટલીયે જાતની છત્રી માથે ઓઢી કેટલાયે છોકરાઓ ત્યાંથી ગયા; નિશાળમાં છુટી પડ્યા પછી કેટલાયે છોકરાઓ તે જ રસ્તે પાછા ફર્યા; પણ તે ચાલ અને તે છત્રી તો નજરે ન જ પડ્યાં. સાંઝ પડી ત્યારે આંખ લુછતી લુછતી નીચે ઉતરી, નરેનને આડમાં બોલાવી પૂછ્યું, "હેં, નરેન, નિશાળે જવાનો સીધો રસ્તો તો આ જ છે, છતાં કેમ તે હવે આ રસ્તે જતો જણાતો નથી ?"

નરેન ચૂપ રહ્યો.

બિન્દુ—કેમ, ઠીક નહિ? તમે બન્ને ભાઈ વાતો કરતા કરતા આવો જાઓ તે સરસ-નહિ ?

નરેન પોતાની રીતે અમૂલ્યને ચાહતો હતો. હળવે હળવે બોલ્યો, "તે શરમાઈને હવે અહીંથી નથી જતો, મામી.' એ પણેથી વળી જાય છે."

બિન્દુ જેમ તેમ હસીને બોલી, "તેને વળી શેની શરમ રે ? ના, ના, તું તેને કહેજે કે આ રસ્તેથી જાય."

નરેન માથું હલાવી બોલ્યો, "કદિયે ન જાય, મામી! કેમ ન જાય, જાણો ?"

બિન્દુએ ઉત્સુક થઈ પૂછ્યું, "કેમ ?"

નરેન—તમે ખીજાઓ તો નહિ ?

"ના."

"તેને ઘેર તેડવા તો ન મોકલો ?"

"ના."

"મારી માને પણ ન કહો ?"

બિન્દુ અધીરી થઈ બોલી, "ના ભાઇ, ના; કહેની હું કોઈને કશું નહિ કહું."

નરેન ગુસપુસ ગુસપુસ બોલ્યો, "થર્ડ માસ્તરે અમૂલ્યના સારી પેઠે કાન અમળાવ્યા હતા."

ઘડીક આગની જેમ સળગી ઉઠી બિન્દુ બોલી, "શા માટે ? મેં તેને આંગળી પણ અડાડવાની મના નહોતી કરી ?"

નરેન હાથ હલાવી બોલ્યો, "તેનો વાંક શો મામી ? તે તો નવો માણસ છે. આપણો ચાકર પેલો હેબો જ સાલો શેતાન છે. તેણે આવીને બાને કહ્યું. મારી બા કાંઈ ઓછી શેતાન છે મામી ? તેણે માસ્તરને કહી દેવાનું કહ્યું. થર્ડ માસ્તરે એવા તો સારી પેઠે કાન અમળાવ્યા. કેમ અમળાવ્યા, જાણો મામી ? આમ પકડીને—"

બિન્દુ ઝટ તેને અટકાવી બોલી, "હેબોએ શું કહી દીધું ?"

નરેન બોલ્યો, "તમે તે શું જાણો મામી. હેબો ટિફિન વખતે મારૂં ખાવાનું લઇ આવે છે ત્યારે અમૂલ્ય દોડતો દોડતો આવે અને પૂછે, 'જોઉં, શું ખાવાનું છે નરેનદાદા ?' માંએ તે સાંભળ્યું એટલે તેણે કહ્યું, 'અમૂલ્ય નજર નાંખે છે.'"

"અમૂલ્યને માટે કોઇ ખાવાનું નથી લઈ આવતું ?"

નરેન કપાળમાં જરા હાથ ઠોકી બોલ્યો, "ક્યાંથી આવે, મામી ? તેઓ બિચારાં ગરીબ માણસ; તે બિચારો ગજવામાં ચપટી ધાણી લઈ આવે, તે ટિફિન વેળા પેલી તરફના ઝાડ તળે બેસી સંતાઇને ખાય."

બિન્દુની આંખ ઉપર ઓરડો–ઘર, આખો સંસાર ચકર ફરવા લાગ્યો. તે ત્યાં જ બેસી પડીને બોલી, "નરેન, ર જા."

તે રાત્રે અનેક વાર બોલાવ્યા પછી બિન્દુ ખાવા બેઠી, કેમે કરી કોળીયો મ્હોડા તરફ જાય જ નહિ. આખરે ાસુખ થાય છે" કહી ઉઠી ગઇ. બીજે દિવસે પણ લગભગ આ જ કરીને પડી રહી, છતાં કોઇને કશી વાત કહીયે કી, કશા ઉપાયે ન શોધી શકી. તેને કેવળ એ જ ડર ા લાગ્યો કે રખેને વાત કરવા જતાં પોતાનો વાંક ંના કરતાંયે વધી જાય તો. પાછલા પહોર પછી સ્વામીને કરવાને વખતે હમેશની જેમ પાસે જઇને બેસી બીજી જોઈ રહી. કોઇ પણ પ્રકારના ખાવાના પદાર્થ તરફ ી તે દેખીયે શકતી ન હતી. ઓરડામાં દીવો બળતો માધવ આંખ મીંચી ગુપચુપ પડ્યો હતો. બિન્દુ આવી આગળ બેઠી. માધવ આંખ ઉઘાડી તેના તરફ જોઈ ા, "કેમ ?"

બિન્દુ નીચું ઘાલી સ્વામીના પગની એક આંગળીનો નખ રવા લાગી.

માધવ સ્ત્રીના મનની વાત કલ્પી જઇ, ગળગળો થઇ ા, "હું બધું સમજું છું, બિન્દુ. પણ મારી પાસે રહે તે ાય ? તેમની પાસે જા."

બિન્દુ ખરેખર રોતી હતી. બોલી, "તમે જાઓ."

"હું જઇને તારી વાત કરીશ તે દાદા સાંભળશે, નહિ કે ?"

બિન્દુ તે વાતનો જવાબ ન દઇ બોલી.

"હું તો કહું છું કે મારો વાંક થયો છે, હું ગુન્હો કબુલ કરૂં છું—એમ તમે તેમને કહોને."

"મારાથી ન જવાય" કહી માધવ પાસું ફરી સુતો.

બિન્દુ તોયે કેટલીક વાર આશામાં ને આશામાં બેસી રહી, પણ માધવે કશી દાદ ન દીધી એટલે તે ધીરે ધીરે ચાલી ગઈ. સ્વામીના વર્તનથી તેની છાતીને એક ખુણેથી બીજે ખુણે સુધી એક પાષાણમય ધિક્કાર જોજનવ્યાપી પર્વતની જેમ ઘડીકમાં પથરાઇ ગયો. આજે તે પાકી રીતે સમજી કે તેનો સૌએ ત્યાગ કર્યો છે.

બીજે દિવસે સવારે જ જાદવે નાની વહુને જવાની રજા આપનારી એક ચિઠ્ઠી મોકલી હતી. બિન્દુના પિતા માંદા હતા અને તેમના દિવસ ગણાઇ રહ્યા હતા. બિન્દુ રોતી આંખે ગાડીમાં ચડી. બ્રાહ્મણી ગાડી પાસે આવી બોલી, "બાપને સાજા સમા કરી પાછાં જલદી આવજો, મા."

બિન્દુ ગાડીમાંથી ઉતરી તેના પગની ધૂળ લેવા જતી હતી. તે બિચારી શરમાઈ ગઇ.

બિન્દુને આટલી નમતી, આટલી નમ્ર થતી કોઇએ જોઇ ન હતી. પગની ધૂળ માથે અડાડી બિન્દુ બોલી, "ના, અલિ ગમે તેમ હોય તોયે તું બ્રાહ્મણની દીકરી, મારા કરતાં મોટી. મને આશીર્વાદ આપ જે હવે પાછું આવવું જ ન પડે, આ જાત્રા જ જાણે મારી આખરની જાત્રા થાય.

બ્રાહ્મણી ઉત્તરમાં કશું બોલી શકી નહિ. બિન્દુના સૂકા માંદલા મ્હોં તરફ જોઇને રોઇ પડી.

એલોકેશી ઉભી હતી. પટપટ બોલી ઉઠી, "એ તે શી વાત, નાની વહુ? બીજા કોઇનાં માબાપ માંદાં નથી પડતાં કે?"

બિન્દુએ જવાબ ન આપ્યો. મ્હો ફેરવી આંખ લૂછી થોડી વારે બોલી, " તમને નમસ્કાર નણંદજી, જાઉં છું. "

નણંદ બોલી, " જાઓ બહેન જાઓ. હું ઘરમાં જ છું. બધું દેખતી જોતી રહીશ. "

બિન્દુ કશું બોલી નહિ. ગાડીવાને ગાડી હાંકી દીધી.

અન્નપૂર્ણા બ્રાહ્મણીને મ્હોડે વાત સાંભળી ચૂપ રહી. આ પહેલાં કોઈ દિવસ બિન્દુ અમૂલ્યને છોડી પીયર ગઇ ન હતી. આજે મહિના ઉપર થયાં તેણે એક વાર પણ તેને આંખે દેખ્યો નથી. તેનું દુઃખ અન્નપૂર્ણા સમજી.

રાત્રે અમૂલ્ય પિતાની સોડમાં સુતો સુતો વાત કરતો હતો. નીચે દીવા આગળ ગોદડું સાંધતી સાંધતી અન્નપૂર્ણા એકાએક લાંબો નીસાસો નાંખી બોલી ઉઠી, " હરિ ! હરિ ! જતાં જતાં એમ પણ કહી ગઈ કે આ જાત્રા છેલ્લી જ થાય તો કેવું. મા દુર્ગા કરે ને દીકરી મારી સાજી સમી પાછી આવે. "

વાત સાંભળી જાદવ બેઠો થઈ બોલ્યો, " પ્રથમથી જ બધું થયું તે ઠીક થયું નથી, મોટી વહુ ! મારી માને તમે લોકોએ કોઇએ ઓળખી નહિ. "

અન્નપૂર્ણા બોલી, "તેયે તો એકવાર 'દિદિ' કરી આવીને બોલી નહિ. તેના છોકરાને તો જોર કરીનેયે તે લઇ જઇ શકતી હતી, તેયે તો તેણે ન કર્યું. તે દિવસ આખો દહાડો વૈતરૂં કરી ઘેર આવી—બદલામાં કેટલાંયે કડવાં વેણ સંભળાવ્યાં."

જાદવ બોલ્યો, "મારી માની વાત માત્ર હું જ જાણું. પણ મોટી વહુ, આટલું તારાથી માફ ન થાય તો મોટી શાને થઈ. જેવી તું તેવો માધવ. તમે બન્નેએ મારી આંધીને મારી માનો જીવ લીધો લાગે છે."

અન્નપૂર્ણાની આંખમાંથી ટપ ટપ આંસુ પડવાં લાગ્યાં.

અમૂલ્ય—બાપા, નાની મા કેમ ન આવું એમ કહે છે?

અન્નપૂર્ણા આંખ લૂછી બોલી, "જઈશ નાની માની પાસે?"

અમૂલ્ય ડોકું ધુણાવી બોલ્યો, "ના."

"ના કેમ રે? નાની મા તારા દાદા મહાશયને ઘેર ગઈ છે. તુંયે કાલે જા."

અમૂલ્ય ચૂપ રહ્યો. જાદવે પૂછ્યું, "જઈશ અમૂલ્ય?"

અમૂલ્ય તકીયા ઉપર મ્હોં સંતાડી પ્રથમની જેમ માથું હલાવતો હલાવતો બોલ્યો, "ના."

કેટલી રાત હોય ત્યારનો જાદવ કામે જવાને તૈયાર થતો. પાંચ છ દિવસ પછી એવી જ રીતે પાછલી રાતે તે તૈયાર થઈ, અન્યમનસ્કની જેમ હુકો તાણતો હતો.

અન્નપૂર્ણાએ કહ્યું, "વખત થઈ જવા આવી—"

જાદવ ચોંકી હુકો મુકી દઈ બોલ્યો, "આજે મન બહુ ખરાબ છે, મોટી વહુ. કાલે રાત્રે જાણે આ બારણાની આડે આવીને મારી મા ઉભી હતી. દુર્ગા! દુર્ગા!" કહી તે બહાર નીકળી પડયો.

સવારે અન્નપૂર્ણા કંટાળેલા જેવી રસોડામાં કામકાજ કરતી હતી. પેલા ઘરના નોકરે આવી ખબર આપી, "બાબુ કાલ રાત્રે ચન્દ્નનગર ગયા. માને ભારે વ્યાધિ ઉપડયો છે." સ્વામીની વાત યાદ આવી અન્નપૂર્ણાની છાતી કાંપી ઉઠી—"શો વ્યાધિ રે?"

ચાકરે કહ્યું, "કોણ જાણે તે તો, મા. સાંભળ્યું છે કે કાંઈક અભૂલ થઈ ગયાં હતાં; અને ભારે અસુખ થઈ રહ્યું છે."

રાત્રે ઘેર આવી જાદવ ખબર સાંભળી રોઈ પડ્યો. ...લ્યો, "કેટલી આરત કરીને સોનાની મૂર્તિ ઘરમાં લાવ્યો ...ા, મોટી વહુ, તે પાણીમાં પધરાવી. હું એકલો જઉશ."

દુઃખથી, પશ્ચાત્તાપથી અન્નપૂર્ણાની છાતી ફાટી જતી ...ી. સાચું પૂછો તો અમૂલ્યના કરતાંયે તે નાની વહુને વધારે ...હતી હતી. આંખ લૂછી, સ્વામીના પગ ધોઈ, જેમ તેમ કરી ...ખા કરવા બેસાડી, અંધારામાં ઓટલા ઉપર આવીને બેસી ...ે. થોડી વારે જ બહાર માધવનો અવાજ સંભળાયો. ...ન્નપૂર્ણા જેમ તેમ કરી છાતી દાબી રહી, બન્ને કાને ...ંગળી દઈ મન કઠણ કરીને બેસી રહી.

માધવ રસોડામાં અંધારું જોઈ, બીજા ઓરડામાં પાછો ...વી અંધારામાં અન્નપૂર્ણાને જોઈ સૂકે અવાજે બોલ્યો, ...ાભી, સાંભળો છો કે ?"

અન્નપૂર્ણા મુખ ઉંચું કરી ન શકી.

માધવ બોલ્યો, "અમૂલ્યે જવાની જરૂર છે. મને લાગે છે આખરની ઘડી છે."

અન્નપૂર્ણા ઉભડી પડી. ડુસકાં ખાવાં લાગી. જાદવ પેલા ...રડામાંથી પાગલ જેવો દોડતો આવી કહેવા લાગ્યો, "એમ ...ય નહિ માધુ ! હું કહું છું કે એમ થાય જ નહિ. મેં ...ણતાં અજાણતાં કોઈને દુઃખ દીધું નથી. ભગવાન મને ...ટલી ઉમ્મરે કદિ એવી સજા નહિ આપે."

માધવ ચૂપ જ રહ્યો. જાદવે આગળ ચલાવ્યું, "અને ...ી વાત સાફ સાફ કહી દે—હું જઈને માને લઈ આવીશ— ઉતાવળો થા મા માધુ—ગાડી લાવ્યો છે ?"

માધવ—હું ઉતાવળો થતો નથી, દાદા; આપ પોતે જ કેવું કરી રહ્યા છો !

"કશુંયે કરતો નથી. ઉઠ, મોટી વહુ. આવ અમૂલ્ય—"

માધવ અટકાવી બોલ્યો, "રાત્રે જવાય નહિ, દાદા !"

"ના, ના. તેમ થાય નહિ—તું અધીરો થા ના માધુ—ગાડી બોલાવ, નહિ તો હું પગે જઇશ."

માધવ કશું બોલ્યાં વિના ગાડી લઇ આવ્યો. ચારે જણાં તેમાં ચડયાં. જાદવે પૂછયું, "પછી ?"

માધવ—હું તો હતો નહિ. બરોબર જાણુતો નથી. સાંભળ્યું છે કે ચારેક દિવસ ઉપર ખૂબ તાવ આવીને ઉપરા ઉપરી આંકડીઓ આવી. ત્યારપછી એક પણ દવા કે એક ટીપું દૂધ સુદ્ધાં લઇ શકી નથી. બરોબર કહી શકતો નથી કે શું થયું છે. પણ હવે આશા નથી."

જાદવ જોરથી બોલી ઉઠયો, "ઘણીયે છે—એક વાર નહિ, એક સો વાર છે. મા મારી બચી છે. માધુ, ભગવાન કરે ને મારે મ્હોડેથી આ આખરની અવસ્થામાં જૂઠું વેણુ ન નીકળે—હું આજ સુધી જૂઠું બોલ્યો નથી."

માધવ તરત જ નીચો નમી મોટા ભાઇના પગની ધૂળ માથે લઇ ચુપચુપ બેસી રહ્યો.

૯

કેટલાંક દિવસ થયાં બિન્દુ આહાર છોડી પોતાના શરીરનો ક્ષય કરી રહી હતી તે કોઇ જાણી શક્યું ન હતું. પીયર આવીને તેને તાવ આવ્યો. બીજે દિવસે બે ત્રણ વાર

આંકડી આવી—આખરની આંકડી તો કેમે કરી ઉતરે જ નાહ. અનેક પ્રયત્ને, મહામહેનતે જ્યારે તેને ભાન આવું ત્યારે નબળી નાડ એકીવારે બંધ થઈ ગઈ હતી. આ ખબર સાંભળી માધવ જઈ પહોંચ્યો. તેણે સ્વામીની પદરજ માથે અડાડી. પરન્તુ દૂધ આપવા માંડ્યું તે દાંત બીડી, હજાર વિનંતિ કરે તોયે ગળે ઉતાર્યું નહિ.

માધવ હતાશ થઈ બોલ્યો, "આત્મહત્યા શા સારૂ કરે છે ?"

બિન્દુની બીડેલી આંખને ખૂણેથી પાણી વહેવા લાગ્યું. થોડી વાર પછી હળવે હળવે બોલી, "મારૂં સર્વસ્વ અમૂલ્યનું છે. માત્ર બે હજાર રૂપીયા નરેનને આપજો, અને તેને ભણાવજો. તે મારા અમૂલ્યને ચાહે છે." માધવે દાંત વડે જોર કરી પોતાના હોઠ દબાવી રોવું દબાવ્યું.

બિન્દુ ઇશારો કરી તેને વધારે નજદીક બોલાવી અળગે અળગે બોલી, "તેના વિના બીજું કોઇ મને આગ ન મુકે, હો !"

માધવ એ ધક્કો પણ ઝીલી લઇ, તેના કાનમા બોલ્યો, "કોઇને મળવું છે ?"

બિન્દુ ડોકું ધુણાવી બોલી, "ના, રહેવા દો."

બિન્દુની માએ ફરી એક વાર ઓસડ પાવાનો પ્રયત્ન કર્યો, પણ બિન્દુ પ્રથમની માફક જોરથી દાંત બીડી રહી.

માધવ ઉઠી ઉભો થયો, "એ ચાલશે નહિ, બિન્દુ. મારી વાત તો તેં ન સ્વીકારી, પણ જેની વાત તું ઉથાપી શકવાની નથી તેને હું આ ચાલ્યો તેડવા. મારી આટલી વાત માન, જે આવીને પાછો તને જોઈ શકું." કહી માધવે બહાર

નીકળી આંસુ લુછયાં. તે રાત્રે બિન્દુને શાન્તિથી ઉંઘ આવી.

સૂર્યોદય થવાની તૈયારી હતી. માધવે ઓરડામાં આવી દીવો ઓલવી બારીઓ ખોલી કે તરત જ બિન્દુ આંખ ઉઘાડતાં જ સામે પ્રભાતના સ્નિગ્ધ પ્રકાશમાં સ્વામીનું મુખ જોઇ મ્હો મલકાવી બોલી, " ક્યારે આવ્યા ? "

" આ ચાલ્યો આવું છું. દાદા, પાગલની જેમ પોકેપોક રોઇ રહ્યા છે. "

બિન્દુ ધીરે રહીને બોલી, " તે જાણું છું. તેમની પગરજ લઇ આવ્યા છો ? "

માધવ—' તેઓ બહાર બેસી હુકો પીયે છે. ભાભા હાથપગ ધુએ છે. અમૂલ્ય ગાડીમાં જ સુઈ ગયો હતો એટલે તેને ઉપર સુવાડયો છે, લઇ આવું ? "

બિન્દુ ઘડી સ્થિર રહી, " ના, સુવા દો. " કહી ધીરે ધીરે પાસું ફેરવી બીજી તરફ જોઇ સુઇ રહી.

અન્નપૂર્ણાએ ઓરડામાં આવી તેના ઉશીકા પાસે બેસી માથા ઉપર હાથ મુકતાંની સાથે જ તે ચોંકી ઉઠી ! અન્નપૂર્ણા ઘડીક ઉભરો દબાવી બોલી, " ઓસડ કેમ ખાતી નથી, નાની ? મરવા માટે ?"

બિન્દુએ જવાબ ન દીધો. અન્નપૂર્ણાએ તેના કાન ઉપર મ્હોં રાખી અળગે અળગે કહ્યું, " મારી છાતી ફાટી જાય છે, તે સમજતી નથી ? "

બિન્દુએ તેટલે જ હળવે ઉત્તર દીધો, "સમજું છું, દિદિ."

"ત્યારે મ્હોં ફેરવ. તારા મોટા ભાઇ તને ઘેર લઇ જવા માટે પોતે આવ્યા છે. તારો છોકરો રોઇ રોઇને ઉંઘી ગયો. સાંભળ વાત, જો તો મારા સામું."

બિંદુએ તોયે મ્હોં ન ફેરવ્યું. ડોકું ધુણાવી બોલી, "ના. દિદિ. પહેલાં—"

અન્નપૂર્ણા બોલી, "વચન આપું છું, નાની વચન આપું છું તને. તું એક વાર ઘેર તો આવ."

આ જ વખતે જાદવ બારણા આગળ આવીને ઉભા રહેતાં જ અન્નપૂર્ણાએ બિન્દુના માથા ઉપર ચાદર ખેંચી. જાદવ ઘડીક વાર આપાદમસ્તક વસ્ત્રાવૃતા પોતાની સ્નેહપાત્રી નાની વહુની સામે જોઈ રહી, આંસુ રોકી, બોલ્યો, "ઘેર ચાલો, મા. હું લેવા આવ્યો છું."

તેના સુકા કરમાયલા મ્હોં તરફ જોઇને ત્યાં ઉભેલા સૌની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. જાદવ થોડી વાર મૌન રહી બોલ્યો, "આમ જ એક દહાડો જ્યારે આવડાંએક હતાં મા તમે, ત્યારે હું જ આવીને મારા સંસારની મા લક્ષ્મીને લઇ ગયો હતો. હવે આવવાનું થાય એમ નથી લાગતુ એટલે સાંભળો મા. જ્યારે આવ્યો છું ત્યારે સાથે લઇ જવાનો, નહિ તો પાછા ઘેર નથી જવું. જાણો છો ને મા હું જૂઠું કદિ બોલતો નથી."

જાદવ બહાર ગયો. બિન્દુ મ્હોં ફેરવી બોલી, "લાવો, દિદિ, શું ખવરાવશો? અને અમૂલ્યને મારી સોડમાં સુવડાવી તમે સૌ બહાર જઇને વિસામો લો. હવે ભય નથી. હું મરવાની નથી."

---

# રામની સુમતિ

## ૧

રામલાલનું વય કમ હતું, પણ દુષ્ટ બુદ્ધિ કમ ન હતી. ગામના લોક તેનાથી ડરતા. તેનો અત્યાચાર ક્યારે, કઇ રીતે, કેવા સ્વરૂપમાં જણાશે તે વિષે કોઇની અનુમાન કરવાની મગદૂર ન હતી. તેનો ઓરમાન મોટો ભાઇ શ્યામલાલ પણ બહુ શાન્ત પ્રકૃતિનો હતો એમ નહિ, પણ તે નાના અપરાધની મોટી સજા ન કરતો. ગામના જમીનદારની કચેરીમાં તે કામ કરતો અને પોતાની જરજમીનની વ્યવસ્થા કરતો. તેની સ્થિતિ ખાસી હતી. તળાવ, વાડી, ભાતના ક્યારડા અને દશ બાર ખેડુત પણ હતા, તેમ કાંઇક નગદ પૈસાયે હતા. તેર વર્ષ ઉપર જ્યારે શ્યામલાલની સ્ત્રી નારાયણી પહેલી સાસરે આવી હતી ત્યારે જ રામની વિધવા માતાનું મૃત્યુ થયું હતું. મરણ વખતે તે અઢી વરસનો રામ અને મોટું કુટુમ્બ આ તેર વરસની બાળક પુત્રવધૂ નારાયણીના હાથમાં સોંપી ગઇ હતી.

આ વરસે ચોતરફ તાવનું જોર ભારે હતું. નારાયણી પણ તાવમાં પડી હતી. ત્રણ ચાર ગામ વચ્ચે એક માત્ર એકાદ પરીક્ષા પાસ થયેલો દાક્તર નીલમણિ સરકાર 'વિઝિટ'ની એક રૂપીયો ફી હતી તે વધારી બે કરી બેઠો હતો, અને તેની ક્રોયલીનની ગોળી—આરારૂટ અને મેંદો મેળવ્યાને લીધે—ખાસી સુન્દર ખાવા જેવી બની ગઈ હતી. સાત દિવસ વીતી ગયા છતાં નારાયણીનો તાવ ઉતરતો ન હતો. શ્યામલાલ ચિંતામાં પડ્યો.

ઘરની દાસી નૃત્યકાળી દાક્તરને બોલાવવા ગઇ હતી. તેણે પાછી આવીને ખબર આપી, "આજે તેને બીજે ગામ જવું છે. ત્યાં ચાર રૂપીયાની વિઝિટ છે એટલે નહિ આવી શકે."

શ્યામલાલ ખીજાઇને બોલ્યો, "તો હુંયે ચાર રૂપીયા આપત. પ્રાણ કરતાં કંઈ રૂપીયા વધારે છે. જા તું, તે ચમારને તેડી લઈ આવ."

નારાયણી ઓરડામાંથી એ શબ્દ સાંભળી ક્ષીણ સ્વરે બોલી, "અરે! કેમ તમે આટલા બધા અધીરા થાઓ છો? દાકતર આજે નહિ તો કાલે આવશે. એક દિવસમાં શું ખાટું મોળું થઈ જવાનું છે? રામલાલ આંગણાની એક કોરે એક જમરૂખી નીચે બેસી પંખીનું પાંજરૂં બનાવી રહ્યો હતો. ઉઠી આવી બોલ્યો, "તું રહેવા દે, નેત્ય. હું જાઉં છું."

દીયરનો અવાજ સાંભળી ઉદ્દેગથી નારાયણી ઉઠીને બેઠી થઈ બોલી, "અરે! કહું છું, રામને અટકાવો. ઓ રામ, મારા સમ, ના જા, મારો ડાહ્યો ભાઇના જો, ભાઈ ઝગડો કરવાનો નથી."

રામ શેનો ગણકારે ? બહાર નીકળી ગયો. પાંચ વરસનો રામનો ભત્રીજો ત્યારે પણ કામડાં લઇને બેઠેલો હતો. તે બોલ્યો, "પાંજરૂં નહિ બનાવો કાકા ?"

"બનાવીશ પછી." કહી રામ ઉપડ્યો.

નારાયણી કપાળ કુટી રોઉં રોઉં થઇ, સ્વામીને ઉદ્દેશીને બોલી, "તમે કેમ તેને જવા દીધો ? જુઓ શું નવાજૂની કરી આવે છે તે."

શ્યામલાલ સારી પેઠે ખીજાયલો અને ગભરાયલો તો હતો જ. ચીડાઇને બોલ્યો, "હું શું કરૂં ? તારી 'ના' ન સાંભળી, મારી સાંભળવાનો હતો ?"

"હાથ કેમ ન પકડ્યો ? એ અભાગીયાને લીધે એક ઘડીયે હવે જીવતા રહેવાની ઇચ્છા નથી થતી. ,નેત્ય, જા તો બહેન મારી, ઉભી શું રહી છે ? ભોળાને મોકલ અને કહે કે તેને સમજાવી પટાવીને પાછો લાવે. તે હજી ઢોર લઇને ગૌચરમાં નહિ ગયો હોય."

રામ નીલમણિ દાકતરને ત્યાં આવી ખડો થયો. દાકતર દવાખાનામાં એટલે એક ભાંગ્યાતૂટયા કબાટની સામે એક હચમચતા સ્ટૂલ ઉપર બેસી કાંટામાં દવા તોળતો હતો. ચાર પાંચ દરદીઓ મ્હોં વકાશી તે જોઇ રહ્યા હતા. દાકતર આડી આંખે નજર કરી, પોતાને કામે વળગ્યો.

રામ ઘડીક ચૂપ રહી બોલ્યો, "ભાભીનો તાવ કેમ નથી ઉતરતો ?"

દાકતર કાંટા ઉપર જ આંખ રાખી બોલ્યો, "હું શું કરૂં ? દવા તો આપું છું."

"રાખ આપો છો. કોબલા મેંદાના ગોળાએ તે દરદ મટતું હશે ?"

સાંભળી નીલમણિ તોલાં, કાંટો, બધું ભૂલી જઇ આંખ લાલચોળ કરી, નિઃશબ્દ જોઇ રહ્યો. આટલાં કડવાં વચન મ્હોંએ આણવાની જગતમાં કોઇ પણ માણસની હિમ્મત થઈ શકે છે એની તેને ખબર ન હતી.

ક્ષણેક પછી ગર્જી ઉઠ્યો, "કોબલા મેંદાના ગોળા! ત્યારે લેવા શા સારૂ આવે છે ? તારા દાદા પગે લાગીને બોલાવવા શા સારૂ મોકલે છે ?"

રામ—"અહીં દાકતર નથી તેથીસ્તો મોકલે છે. હોત તો ન મોકલત." લોકો સડક થઇ સાંભળ્યા કરતા હતા. તેમના તરફ નજર કરીને તે પાછો બોલ્યો, "તમે નીચ વર્ણના છો, બામણની માનમરજાદા જાણતા નથી, એટલે બોલી નાંખ્યું, પગે લાગીને બોલાવવા મોકલે છે. દાદા કોઇને પગે લાગે એમ નથી. આવ્યો ત્યારે ભાભીએ સમ દઇને મોકલ્યો છે રે, નહિ તો તમારા દાંત બત્રીશ આ ઘડી તોડી પાડી ઘેર જાત. માટે સાંભળો. સારૂં ઓસડ લઇને હમણાં જ ચાલો, મોડું કરો નહિ. આજે જો તાવ ન ઉતરશે તો આ પેલી સામે કલમના આંબાની વાડી કરી છે—તે બહુ મોટા નથી તો—પેલી કુહાડીના એક એક ઘાએ જ કાપી નાંખીશ. એમાંનો એક પણ આજે રાત્રે ન રહ્યો સમજજો. કાલે આવીને તમારાં શીશલાં ફોડી તેનો રોટલો કરી દઇશ." કહી લાગલો જ તે ત્યાંથી ચાલી નીકળ્યો.

દાકતર કાંટો પકડી સુમ થઇને બેસી રહ્યો.

એક વૃદ્ધ જરા આગળ પડીને બોલ્યો, "દાક્તરબાબુ, મોડું ના કરો. સારી દવા કાંઈ છુપાવી સંતાડી હોય તો તે લઇ જાઓ. એ તો રામઠાકુર જે—જે બોલી ગયો છે તે કર્યા વિના ન રહે હોં."

દાક્તર કાંટો મુકી દઇ બોલ્યો, "હું થાણામાં દારોગા પાસે જઇશ. તમે બધા સાક્ષી."

જે વૃદ્ધ સલાહ આપી રહ્યો હતો તે બોલ્યો, "સાક્ષી! સાક્ષી કોણ પૂરશે, બાબુ? અમારા તો કોઇલીન ખાઇ ખાઇને કાન બહેર મારી ગયા છે—રામઠાકુર શું બોલી ગયો તે સાંભળ્યુંયે નથી. અને દારોગો કરશે શું બાબુ? એ ઠાકુરદેવતા દેખાય છે તો અંગુઠા જેટલો, પણ એની પેડુના છોકરાઓની ટોળી કાંઇ નાની નથી. ઘર પર પૂળો મુકી આગ લગાડશે તો થાણાના લોક જોવા આવવાના નથી, દારોગા બાબુ જ એક પૂળો ઘાસ ન આપે તો પાડ. એ સાક્ષી બાક્ષી અમારાથી ન પૂરાય—એની પાસે બધા ઉપાય રહ્યા. તેના કરતાં તે કહી ગયો તે કરો. એક વાર જરા નાડ જોઇ લો—આજે એ રોટલી ખાઉં કે નહિ ?"

દાક્તર અન્તરમાં સળગી રહ્યો હતો. બુઢ્ઢાની નાડ જોવાની માગણીથી તપી જઇ બોલ્યો, "સાક્ષી ન પૂરો તમે? નીકળો ત્યારે અહીંથી. મારે કોઇની નાડ જોવી નથી—મરી જશો તોયે કોઇને ઓસડ ન આપું—જોઉં તમારા શા હાલ થાય છે તે."

બુઢ્ઢો લાઠી હાથમાં લઇ ઉભો થયો. "વાંક કોઇનો નથી, દાક્તરબાબુ. એ ભારે શેતાન છે. ઠાકુરને એક વાર ખબર તો આપી આવવી પડશે, નહિ તો તે કદાચ ધારશે કે

થાણે જવાની સલાહ અમે આપી. વીણું એક વેંગણી કરી છે—ખાસાં મોટાં થયાં છે—તે આજ રૂતોવઈ બધાં ઉખેડી નાંખી જશે. ખેડુના છોકરાઓ તો રાત્રે સુતા નથી. બાપુ, થાણે જવું હોય તો વળી કોઈ વાર જજો—આજે તો એક શીશી ઓસડ લઇ જઇને તે લોંકોને ઠંડા પાડી આવો."

બુઢ્ઢો ચાલ્યો ગયો. બીજા જે હતા તે પણ ત્યાંથી ખસવા લાગ્યા. નીલમણિ ઉંડો નીસાસો નાંખી માનવજીવનનું અન્તિમ જ્ઞાન—સંસારના સર્વોત્તમ જ્ઞાનના અર્કરૂપ એક વાક્ય ગણગણતો ગણગણતો ઘરમાં ગયોઃ "દુનીયામાં કોઇ સાલાનું ભલું કરવામાં માલ નથી."

નારાયણી બહારની બારીમાં નજર રાખી તરફડતી હતી. રામે ઘર આવી ધાંટો પાડયો, "ગોવિન્દ, પાંજરૂં પકડ, આવ."

નારાયણીએ બૂમ પાડી, "અરે રામ, એક વાર અહીં આવ તો."

રામ વાંસની કામડીઓની વચ્ચે સંભાળથી લાકડું બેસાડતો બેસાડતો બોલ્યો, "હમણાં નહિ, કામમાં છું."

નારાયણી ધમકાવીને બોલી, "આવે છે કે તરત ?"

રામ લાકડાં કુકડાં નીચે મુકી ભાભીના ઓરડામાં જઇ તખ્તપોષની એર કોરે પગ આગળ જઇને બેઠો. નારાયણીએ પુછયું, "દાક્તરને તું મળ્યો હતો ?"

"હા."

"શું કહ્યું હતું તેમને ?"

"આવવાનું કહ્યું."

નારાયણીએ માન્યું નહિ, "માત્ર આવવાનું કહ્યું ? બીજું કશું નથી બોલ્યો ?"

રામ ચૂપ રહ્યો.

નારાયણી—કહેની, તેમને શું કહી આવ્યો ?

"નહિ કહું."

નૃત્યકાળીએ ઓરડામાં આવી ખબર આપી, "દાક્તર બાબુ આવે છે."

નારાયણી જાડી ચાદર ઓઢી પાસું ફરી સુતી. રામ ત્યાંથી જીવ લઇને નાઠો. દાક્તર કરવાનું કામ પૂરૂં કરી, આખરે નારાયણીને ઉદ્દેશીને બોલ્યો, "વહુમા, તાવ ઉતરવો ન ઉતરવો દાક્તરના હાથમાં છે ? તમારા દીયરે તો મને બે દિવસની મહેતલ આપી છે. એટલા દિવસમાં ઉતરે તો ઠીક છે, નહિ તો મારા ઘરબારે આગ લગાવશે."

નારાયણી લજવાઇ મરી બોલી, "એનું તો એવું બોલવાનું. આપ કશો ભય રાખશો નહિ."

દાક્તર બોલ્યો, "લોકો કહે છે એની એક ટોળી છે. એ જે ધારે છે તે કરે છે. તેથી જ ભારે ફિકર રહે છે, મા ! હું તો ઓસડ આપી શકું, કાંઇ જીવ આપી શકું ?"

નારાયણી જરા ચૂપ રહી બોલી, "એ છોકરો જરૂર એક દિવસ જેલમાં જવાનો છે. પણ એની સાથે અમનેયે નુ જવું પડે એ ફિકર થાય છે."

આજે નીલમણિ સુવાના ઓરડામાંની પેટી ખોલી શુદ્ધ ક્વીનીન અને તાજી દવા લઇ આવ્યો હતો. તે આપી પાછા ફરતી વેળા તેને શ્યામલાલ ચાર રૂપીયા વિઝિટના આપવા ગયો. તે જીભ કરડી બોલ્યો, "રામ રામ તો કહો ! મારી વિઝિટનો તો એક રૂપીયો. એથી વધારે મારાથી કોઇ રીતે લેવાય જ નહિ ને—એ મારી ટેવ જ નથીને. શ્યામબાબુ રૂપીયા તો ચાર

દિવસ છે, પણ ધર્મ તો સનાતન કાળ માટે છે." બે દિવસ પહેલાં આ જ ઠેકાણે એક રૂપીયા કરતાં વધારે ફી તેણે લીધી હતી તે વાત પણ તે આજે ભૂલી ગયો. પણ શ્યામલાલ તો બધું સમજી ગયો હતો. ગમે તેમ હો, નારાયણી સારી થઇ ગઇ અને કુટુમ્બનો ખટલો પાછો પહેલાંની માફક ચાલવા લાગ્યો.

૨

બે મહિના પછી એક દિવસ તે નદીએથી સ્નાન કરી આવી, ભરેલો ઘડો ઉતારી બોલી, "નેત્ય, પેલો વાંદર ક્યાં છે?" વાંદર કોણ તે ઘરનાં સૌ જાણતાં હતાં.

નેત્ય બોલી, "છોટાબાબુ અહીં જ હતા ને પેલા પણે કનકવા બનાવે છે."

નારાયણીએ જોયો એટલે બૂમ પાડી, "અહીં આવ, અભાગીયા, અહીં આવ, તારે દુઃખે તે શું હું ગળે ફાંસો નાંખી મરૂં?"

રામલાલ બેલફળના એક ટુકડામાંથી કામડી વતી ગર કાઢતો કાઢતો પાસે આવી ઉભો રહ્યો.

નારાયણી—પેલા સાંતરાઓની * એક ફાંટ ભરીને કાકડી કેમ કાપી આવ્યો?

"તે લોકોએ મને કાપતો જોયો છે?"

"તેઓએ જોયો નથી. મેં જોયો છે. કેમ કાપી, બોલ?"

"મારૂં પેલી બુઢ્ઢીએ અપમાન શા માટે કર્યું?"

નારાયણી તપીને બોલી, "અપમાનની વાત પછી. તેં ચોરી કેમ કરી, તે પહેલો બોલી દે."

---

* શુદ્રોની જાતની કોઈ અટક.

રામલાલ સારી પેઠે ચકિત થઇ અને ચીડાઇ બોલ્યો, "ચોરી કરી ? કદિ નહિ. એક આટલી કાકડી લીધી તેમાં ચોરી થઇ જતી હશે ?"

નારાયણી વધારે તપીને બોલી, "હા, વાંદર, હા. એક સો વાર ચોરી. ધરડો થયો છે તોયે ચોરી કોને કહે તે ખબર નથી. નાદાન છોકરાં પણ એ સમજે. એક પગે ઉભો રહે જોઇયે, પાજી, ચાલ ઉભો થા તો."

આ ધરમાં નાનો છોકરો ગોવિન્દ રામનું વાહન હતો. ચોવીશ કલાક તે તેની હજુરમાં રહેતો અને સૌ કામમાં મદદ કરતો. રામના હુકમ મુજબ આટલી વાર તે કનકવો પકડી રહેલો હતો. ગરબડ સાંભળી તે છોડી દઇ માની પાસે આવી ઉભો રહ્યો.

રામને વામાંટામાં કરતો જોઇને તરત જ બોલ્યો, "કાકા, ઉભા રહો એક પગે—આવી રીતે" કહી એક પગ ઉંચો કરી ઉભા રહેવાની રીત બતાવતો હતો. રામ ૨ડાક લઇને તેના ગાલ પર એક તમાચો લગાવી પાછળ ફરી એક પગે ઉભો રહ્યો.

નારાયણી હસવું દબાવી છોકરાને કેડે લઇ રસોડામાં ગઇ. એ'ક મિનિટ પછી પાછી આવીને જોયું તો તે તેમનો તેમ એક પગે ઉભો રહી ધોતીના છેડા વતી વારંવાર આંસુ લુછી રહ્યો છે.

નારાયણી—વારૂ, જા, થયું. હવે એવું કરીશ મા.

રામે તે વાત ન ગણકારી. ચીડાઇને તેમનો તેમ એક પગે ઉભો રહી આંખ લુછયા કીધી.

નારાયણી પાસે આવી તેનો હાથ પકડી ખેંચવા ગઇ. તેણે કડક થઇ ઉભા રહી જોરથી ઝટકો કરી તેનો હાથ છોડાવ્યો. તે હસી. ફરી એક વાર ખેંચવાનો પ્રયત્ન કરવા જાય છે ત્યાં તો તે પહેલાંની જેમ જોરથી ઝટકો દઈ તેનો હાથ છોડાવી એક દોટ મારી બહાર નીકળી ગયો.

કલાકેક પછી નૃત્યકાળી બોલાવવા ગઈ તો તેને ચોકની પેલી બાજુના વરંડા ઉપર થાંભલે અઢેલી પગ લટકતા રાખી ચુપચુપ બેઠેલો જોયો.

નૃત્યકાળી—નિશાળનો વખત નથી થયો શું, છોટાબાબુ? મા બોલાવે છે.

રામે જવાબ ન દીધો. જાણે સાંભળ્યું જ ન હોય તેમ બેસી રહ્યો.

નેત્ય સામે જઇને બોલી, "મા અસ્નાન કરી ખાઇ લેવાનું કહે છે."

રામ આંખ લાલચોળ કરી ગર્જી ઉઠયો, "તું જા અહીંથી."

"પણ મા શું કહે છે, સાંભળ્યું?"

"ના, નથી સાંભળ્યું. મારે નાવું નથી, ખાવું નથી,–કશું કરવું નથી. તું જા."

"હું જઇને કહું છું જો તેમને." કહી નૃત્યકાલી પાછી ફરવા લાગી.

રામ તરત જ ઉઠી બારણાની સામેના ખાબોચીયામાં બોળાઇ આવી ભીને માથે ભીને કપડે બેસી રહ્યો. નારાયણી ખબર સાંભળી ગભરાઇ દોડી આવી, "અરે ઓ ભૂત! એ શું કર્યું! એ ખાબોચીયામાં ભૂલથી પણ કોઇ પગ ન ધુએ ત્યાં તું કરારે ડુબકી મારી આવ્યો!"

તેણે તેને ધોતીયું આપ્યું. સારી પેઠે તેનું માથું લુછ્યું, બીનું ધોતીયું ઉતરાવ્યું અને ઘરમાં આણી તેને ભાત પીરસ્યો. રામ પીરસેલા ભાત તરફ મ્હોં ચઢાવી નીચું ઘાલી જોઇ રહ્યો.

નારાયણી તેના મનનો ભાવ સમજી, પાસે આવી માથા ઉપર હાથ ફેરવતી, બોલી, "જો ભાઇ, ડાહ્યો કેની. હમણાં તું તારી મેળે ખાઈ લે. રાત્રે હું ખવરાવીશ. જોની હજી રસોઇ પૂરી થઇ નથી. ખા તો મારા લાડકા."

રામ આ પછી ભાત ખાઇ કોટ પહેરી નિશાળે ગયો.

નૃત્યકળા બોલી, "તમારે લીધે જ એને આ બધી ખરાબ ટેવ પડી છે, મા. આવડા મોટા છોકરાને ખોળામાં બેસાડી કોઈ ખવરાવતું હશે ? જરા ખીજવાઇને ખવડાવવું હતું."

નારાયણી જરા હસીને બોલી, "નહિ તો ખાત નહિ તે. રાતનો લોભ ન બતાવ્યો હત તો એ અહીં જ એમને એમ નીચું માથું ઘાલીને બેસી રહેત. ખાત નહિ."

નૃત્યકાળી—ના, ખાત નહિ ! અરે ભૂખ લાગતં તો એની મેળે ખાત. આવડો મોટો છોકરો—

નારાયણી મનમાં મનમાં નારાજ થઇ બોલી, "તમે તો બધાં એનાં વરસ જ જુઓ છો ! મોટો થશે ત્યારે સમજ આવશે અને એને પોતાને જ શરમ લાગશે, તે વેળા ન ખોળે બેસવા માગશે કે ખવડાવવાનું કહેશે."

નૃત્યકાળી મોઢું આણી બોલી, "સારાને સારૂ કહું છું, મા. નહિ તો મને શી પડી છે ? સોળ સત્તર વર્ષે જો સમજ કે અક્કલ ન આવે તો ક્યારે આવે ?"

નારાયણી આ વખતે ચીડાઇ. બોલી, "સમજ કે અક્કલ બધાં માણસને એક જ વખતે આવતાં નથી, નેત્ય. કોઇને બે વરસ વહેલી તો કોઇને બે વરસ મોડી. અને આવે કે ન આવે, તેમાં તમ લોકોને આવડી ચિંતા શી ?"

નેત્ય—એ તમારી ભૂલ છે, મા. એ કેટલો દુષ્ટ થતો જાય છે તે તો તમે પોતે પણ જોઇ શકો છો. ફળીમાંના લોક કહે છે કે તમારે લાડે તો—

નૃત્યકાળી રુક્ષ સ્વરે બોલી, "ફળીમાંના માણસો માત્ર લાડ જુએ, બીજી સજા કરૂં છું તે જોતા નથી. પણ તું તો ફળીમાંનું માણસ નથી. આખી સવાર એક પગે ઉભો રહીને રોયો, ગંધાતા ખાબોચીયામાં બોળાઇ આવ્યો;—ભગવાન જાણે તાવ આવશે કે શું થશે—પછી તું શું કહેવા માગે છે ? ભૂખ્યો રખાવી નિશાળે મોકલવો જોઇતો હતો ? ઘરમાં અને બહાર મારાથી આટલી નિંદા સહન નથી થતી, નેત્ય."

બોલતાં બોલતાં તેનો અવાજ રૂંધાયો, અને બન્ને આંખમાં પાણી ભરાઇ આવ્યાં. લુગડાંને છેડે તેણે આંસુ લૂછ્યાં. આ જ વાતને લઇને કાલ રાત્રે સ્વામીની સાથે પણ જે હમેશનો કજીયો થયો હતો તે વાત નેત્ય જાણતી ન હતી. અત્યન્ત લજવાઇ અને દુઃખી થઇ તે બોલી, "એ શું મા. રૂઓ છો શાને ? મેં કાંઇ ખોટું તો નથી કહ્યું. લોકો વાત કરે છે, તેથી જરા હું તો સાવચેત કરવા માગતી હતી."

નારાયણી આંખ લૂછી બોલી, "બધાં જ માણસને પરમેશ્વરે એક સરખાં ઘડયાં નથી. એ જરા દુષ્ટ છે તેથી જ હું જેની તેની વાત મૂંગી મૂંગી સાંભળું છું, પણ લાડ કરવા માટે લોક નિંદા શા સારૂ કરતા હશે ? તેઓ માગે છે શું ?

—હું એને કાપી કટકા કરી નદીમાં તણાતા મુકી આવુ ? એમ કરૂં તો જ તેમની આંતરડી ઠંડી થાય કેમ ? " કહી કલ્લા ઉત્તરની રાહ ન જોઇ તે ઝટપટ ત્યાંથી ચાલી ગઇ.

નૃત્યકાળી આવડું જેટલું મ્હોં કરી મનમાં મનમાં બોલવા લાગી, "ખબર નથી પડતી, બાપુ. બધી વાતમાં જે માણસની આટલી બુદ્ધિ, આટલું ધૈર્ય છે તે કેમ આટલી વાત સમજી ન શકતાં હોય ? અને સજા તો ભારે ! છોકરો એક મિનિટ એક પગે ઉભો રહ્યો અને રોયો એટલે પૃથ્વી રસાતળ થઇ ગઇ !"

દાદાની સાથે બેસીને જમવાનું રામ બિલકુલ પસંદ ન કરતો. આજે રાત્રે જાણી જોઇને, નારાયણીએ બન્ને ભાઇની પાસે પાસે થાળી પીરસી, અને પોતે પાસે જ થોડે દૂર બેઠી. રામ ઓરડામાં પેસતાં જ નાચી ઉઠયો, " જાઓ, હું નહિ ખાઉં. કદાપિ ન ખાઉં."

નારાયણી—"ત્યારે સુઇ જા." તેના ગંભીર અવાજથી રામનું નાચવું બંધ થયું, પણ તે ખાવા બેઠો નહિ, ચુપચૂપ, ઉભો રહ્યો.

રસોડાના બીજા એક બારણામાંથી શ્યામલાલ અંદર આવતાંની સાથે જ રામ વાવાઝોડાની જેમ બહાર ભાગ્યો. શ્યામલાલ હળવે રહી ખાવા બેસી બોલ્યો, " રામાએ ખાધું નથી શું ?"

નારાયણીએ ટુંકામાં પતાવ્યું, "તે મારી સાથે ખાશે."

વાળુ કરી શ્યામલાલ બહાર નીકળ્યો કે તરત જ રામ એક મૂઠી ધૂળ લઇને ઓરડામાં આવી બોલ્યો, "હું કોઇને ખાવા દેનાર નથી. દરેકની થાળીમાં ધૂળ નાંખીશ. નાખું ?"

નારાયણી માથું ઉંચું કરી બોલી, "નાંખી જરા જોની ઝા વારૂ ?"

રામ ધૂળ હાથમાં જ રાખી, સૂર બદલી, બોલ્યો, "ભારી ઝા ! સવારે મને છેતરી ભાત ખવડાવીને, હવે મઝા જોને મેમ કહો છો. "

" તેં ખાધો શા સારૂ ?"

"તમે કહ્યું હતું કે રાત્રે—"

"આટલો ઘરડો થયો તોયે બીજાને હાથે જમતાં તને ાજ નથી આવતી ?" રામ ચકિત થઇને બોલ્યો, " પારકાને ાથે કયાં ? તમે કહ્યું હતું ને ?"

નારાયણી વધારે તર્ક ન કરતાં બોલી, "વારૂ, જા ધૂળ ંકી દઈ હાથ ધોઇ આવ. પણ ફરી કોઈ વાર જો ખાવા ાગશે તો તારી વાત તું જાણે !"

વાળુ હજી પતી ગયું ન હતું, પણ નૃત્યકાળી વિનાકારણ ેક વાર બારણાંની સામેથી અંદર નજર નાંખી પેલી બાજુના રંડામાં ગઈ.

નારાયણી તેને જોઇને રામને કહેવા લાગી, "રામ, કદિ જરા શાન્ત ન થવાનો ભાઇ ! ભગવાન કોઈ દિવસ તને રા ડહાપણ નહિ આપે ? લોકો મ્હોં દુખવે છે તે મારાથી વે સહન નથી થતું."

રામ કોળીયો ઉતારી બોલ્યો, " કોણ લોક ? તેનાં નામ ા કહો ?"

નારાયણી નીસાસો નાંખી બોલી, "થવું ! કોણ લોક નાં ભાઇને નામ કહો !"

પણ થોડા મહિના પછી નારાયણીને માટે સાચે જ સલ થઈ પડયું. તેની વિધવા મા દિગમ્બરી, પોતાની દશ

વરસની દીકરી સુરધુનીને લઇ, આટલા દિવસ જેમ તેમ પોતાના ભાઇને ત્યાં દિવસ કાપતી હતી. અચાનક તે ભાઇનું મરણ થવાને લીધે તેને ઉભા રહેવાની બીજી કોઇ જગ્યા રહી નહિ. નારાયણીએ સ્વામીની રજા લઈ તેમને તેડવા માટે માણસ મોકલ્યું. તેઓ આવ્યાં, અને આવીને દિગમ્બરી પોતાની દીકરીના ઉપર તો સત્તા ચલાવવા લાગી જ, પણ તે જ નાતે રામની ઉપર પણ સત્તા ચલાવવાની તૈયારી કરવા લાગી હતી. પહેલેથી જ તે રામના તરફ અદેખાઇની નજરે જોવા લાગી.

આજે સવારે રામે બે ત્રણ હાથ લાંબો એક પીપળાનો છોડ લાવી આંગણાની વચ્ચે રોપવાની તૈયારી માંડી હતી. રસોડાને ઓટલે બેસી માળા ફેરવતી ફેરવતી દિગમ્બરી આ બધું જોઇ રહી હતી. તે ઘાંટો પાડીને બોલી, "એ શું કરે છે રે રામ ?"

રામ તેના તરફ જોઇને બોલ્યો, "પીપળો મોટો થશે, કેવા સુન્દર છાંયો થશે ! માસ્તર સાહેબ કહેતા હતા કે પીપળાનો છાંયડો બહુ સુન્દર. ગોવિન્દ, જા ઘડામાં પાણી લઇ આવ તો. ભોળા, જાડો જોઇને એક વાંસ કાપી લઇ આવ; વાડ કરવી પડશેને ? નહિ તો વાછરડાં બાછરડાં આવીને ખાઇ જાય."

દિગમ્બરી હાડેહાડ પ્રજળી ઉઠી બોલી, "આંગણાની વચ્ચે પીપળાનું ઝાડ ! આવી ઉંધી વાત તો કદિ બાપ જન્મારામાં જોઇ નથી, બાપ."

રામે તે વાતને ગણકારી નહિ.

ગોવિન્દ પોતાની શક્તિ પ્રમાણે એક નાનકડો ઘડો ભરીને જળ લાવી ઉભો રહ્યો. રામ તેના હાથમાંથી ઘડો લઇ પ્રેમથી હસીને બોલ્યો, "આટલા પાણીએ શું થાય, ગાંડા! વારૂ, તું અહીં ઉભો રહે હું પાણી લઇ આવું."

પછી ઘડે ઘડે પાણી રેડી, આખા આંગણામાં કાદવ કરી, રામ ઝાડને પાણી પાવાનું પૂરૂં કરી રહ્યો. એટલામાં નારાયણી નદી ઉપરથી ન્હાઇને આવી. દિગમ્બરી આટલો વખત ધીમે ધીમે પ્રજળી રહી હતી, કારણકે તેની આંખ આગળ જ આ હિતકર વિરાટ કાર્ય આરંભાયું અને પૂરૂંયે થઇ રહ્યું! દીકરીને જોઇને જ તે ધાંટો પાડી ઉઠી, "જો તો નારાયણી, જરા નિરખ તો ખરી, તારા દીયરનું કારસ્થાન! આંગણાની વચમા પીપળો રોપીને કહે છે, 'છાંયો થશે!' અને પણે જો પેલા હરામખોર ભોળાનું કારસ્થાન! એક વાંસની ઝાડી જ કાપી લઇને આવી રહ્યો છે—વાડ કરવી જોઇયેને!"

નારાયણીએ નજર કરી જોયું તો સાચે જ એક ભારે વાંસ ડાંખળી સોતા ઘસડતો ઘસડતો ભોળો આંગણામાં પેઠો. ભોળો રામનો લગભગ સમોવડીયો હતો. નારાયણી હસવા લાગી. એક તરફ માનો તપેલો મિજાજ, બીજી તરફ રામનાં પરાક્રમ; બન્ને તેની નજરે તો ભારે હસવા જેવો વેપાર લાગ્યો. હસતાં હસતાં બોલી, "આંગણાની વચમાં પીપળાનું ઝાડ રોપી શું કરીશ રે?"

રામ આશ્ચર્યથી બોલ્યો, "શું કરીશ કેમ ભાભી? કેવી સુન્દર છાંયા થશે, ખબર છે? અને પેલી જે નાની ડાળ જુઓ છો તે મોટી થશે—અરે ગોવિન્દ આંગળી કર મા રે—મોટી થશેને ત્યારે ગોવિન્દને સારૂ એક ઝુલો બાંધશું. ભોળા, જરા

ઉંચી વાડ કરવી જોઇશે, નહિ તો કાળી * અંદર મ્હોં ઘાલી ખાઇ જશે. લાવ છરી મારા હાથમાં; તારાથી નહિ થાય." ખટખટ ખટખટ વાંસ કાપવું શરૂ થઈ ગયું.

નારાયણી હસતી હસતી બગલમાં લીધેલો ભરેલો ઘડો રસોડામાં મુકવા ગઈ.

ક્રોધથી દિગમ્બરીની આંખ સળગવા લાગી. દીકરીની સામે ડોળા કાઢીને બોલી, "તેંય કશું કહ્યું નાહને! અહીં ત્યારે પીપળો થશે, કેમ?"

નારાયણી હસીને બોલી, "મા, અકળાઓ છો શા સારૂ? એવડું મોટું ઝાડ કે' દહાડે થવાનું? એને કાંઈ મૂળબૂળ થોડાં જ છે, ને ઘડા ઘડા પાણીએ એને રોપ લાગવાનો? એ તો કાલે જ સૂકાઇ જશે."

દિગમ્બરી જરા પણ શાન્ત ન થઈ બોલી, "શું ધૂળ સૂકાઈ જશે? ભલું ચાહતી હોય તો ઉખેડીને ફેંકી દે."

નારાયણી ચોંકીને બોલી, "બાપરે! તો તો પછી કેટલા બચે ખરૂં કે?"

દિગમ્બરી—કેમ? ઘર શું એના એકલાનું છે જે એના મનમાં આવ્યું કે આંગણાની વચ્ચે પીપળાનું ઝાડ રોપવા દેવું? તમે તો જાણે કાંઇમાં નહિ? આપણો ગોવિન્દ પણ કાંઇમાં નહિ કે? અરે માડી, પીપળાના ઝાડ ઉપર આખા જગતના કાગડા, સમડી વગેરે પંખી માળા બાંધશે, લાકડાં બાકડાં ફેંકી આંગણું બગાડશે, તો હું તો નારાયણી, અહીં નહિ રહી શકું. તમ લોકોને એનો એટલો બધો ડર શા સારૂ તે તો કહે

* ગાય.

મને ? મારૂં જો ઘર હોત, નારાયણી, તો હું જોઇ લેત કે એનાં ચેનાં કેટલાં ચાલે છે. એક દિવસ સીધો કરી નાખત."

નારાયણી માના હૃદયનું તળીયું જાણે આરસી જેવું સાફ જોઇ શકી. જરા ચૂપ બેસી રહી, પછી ખડખડ હસી પડી બોલી, "નાદાન છે. એને કાંઇ એટલી બધી સમજ છે ? સમજણો હોય તો કોઈ પોતાના ઘરના આંગણામાં પીપળાનું ઝાડ રોપે ? ચાર દિવસ જવા દો, પછી એ પોતાની મેળે જ એને ફેંકી દેશે."

દિગમ્બરી—ફેંકી દેશે ! એ શું ફેંકી દેશે, હું જાતે જ ફેંકી દઇશ.

નારાયણી બોલી, "ના, બા, એવું ના કરશો. તમને સાચું કહું છું. તમે એને ઓળખતાં નથી. હું તો નહિ, પણ એના મોટા ભાઈ પણ એને અડવાની હિમ્મત નહિ કરે, બા ! આજનો દિવસ જવા દો."

દિગમ્બરી ચીડાઇને બોલી, "વારૂ, વારૂ, તું કપડાં મુકવ જા."

બપોરે નારાયણી પોતાના ઓરડામાં બેસી તકીયાનો ગલેફ સીવતી હતી. નેત્યે દોડતી આવી ખબર આપી, "મા, સત્યાનાશ વળ્યું. દિદિમાએ છોટાબાબુનું ઝાડ ઉખાડી ફેંકી દીધું. નિશાળથી આવીને તે કોઇને જંપવા નાહ દે."

નારાયણી સીવવાનું પડતું મુકી દોડતી આવીને જુએ છે તો સાચે જ ઝાડ ન હતું. પૂછ્યું, "બા, રામનું ઝાડ ક્યાં ગયું?"

દિગમ્બરી તોબરા જેવડું મ્હોં કરી, આંગળી કરી બતાવી બોલી, "પેલું રહ્યું."

નારાયણીએ પાસે જઇને જોયું તો તે માત્ર ઉઠાવીને ફેંકી દીધું ન હતું. તેને મારી મચરડીને ભાંગી નાખી ફેંકી દીધું હતું. ત્યાંથી તેને ઉઠાવીને બહાર ફેંકી દઇ, નારાયણી ઘરમા ચાલી ગઈ.

નિશાળમાંથી આવી રામ પહેલો પ્રથમ પોતાનું ઝાડ જોવા ગયો, અને લાગલો જ નાચી ઉઠ્યો! ચોપડી, નોટબુક વગેરે ફેંકી દઈ બૂમો પાડી ઉઠ્યો, "ભાભી, મારૂં ઝાડ?"

નારાયણી રસોડામાંથી બહાર નીકળીને બોલી, "કહું, આવ અહીં."

"ના, નહિ આવું. ક્યાં મારૂં ઝાડ?"

"અહીં આવની, કહું."

રામ પાસે આવતાં જ તેને તે હાથ પકડી ઘરમાં લઇ જઇ ખોળામાં બેસાડી માથા ઉપર, મ્હોં ઉપર હાથ ફેરવતી ફેરવતી કહેવા લાગી, "મંગળવારે કાંઈ પીપળો રોપાય?"

રામ શાન્ત થઇને પૂછવા લાગ્યો, "કેમ, શું થાય?"

નારાયણી હસતાં હસતાં બોલી, "શું થાય? ઘરની મોટી વહુ મરી જાય."

રામ ઘડીક વાર કરમાયલું મ્હો કરી, બોલ્યો, "જાઓ, જૂઠું બોલો છો."

નારાયણી હસતાં હસતાં બોલી, "ના રે, જૂઠી વાત નથી, પંચાંગમાં લખેલું છે."

"ક્યાં? જોઉં પંચાંગ?"

નારાયણી ભારે મુંઝવણમાં પડી. એકાએક ગંભીર વિસ્મય પ્રકટ કરી બોલી, "તું તે કેવો છોકરો છે? મંગળવારે પંચાંગનું

નામ ન લેવાય—તોય તું જોશે કે ? એ વાત તો ભોળો પણ જાણે છે. જોઇયે બોલાવ તો તેને."

આવું ભારે અજ્ઞાન રખેને ભોળા આગળ ઉઘાડું પડી જાય એ બીકે તરત જ ઝંખવાણો પડી રામ પોતાના બન્ને હાથે માતા સમી ભાભીને ગળે વળગી પડ્યો, અને તેની છાતીમાં મ્હોં છુપાવી બોલ્યો, " એ તો હુંયે જાણું છું. પણ ફેંકી દઇયે તો પછી તો પાપ ન લાગેને ? "

નારાયણી તેનું માથું છાતી ઉપર દબાવીને બોલી, " ના, હવે પાપ ન લાગે." તેની બન્ને આંખમાં પાણી ભરાઇ આવ્યાં. કોમળ સ્વરે બોલી, "હેં રામ, હું મરી જાઉં તો શું કરે ? "

રામ જોરથી માથું દબાવી બોલ્યો, "જાઓ—એવું બોલાય ?"

નારાયણી છાનીમાની આંખનાં આંસુ લૂછી બોલી, "ઘરડી થઇ, મરવાની નહિ કે?" હવે રામ વિનોદ સમજી ગયો. એટલે મુખ ઉંચું કરી હસીને બોલ્યો, "તમે ઘરડાં હશો ? એકે દાંત તો પડ્યો નથી, એકે નિમાળો તો ધોળો થયો નથી."

નારાયણી બોલી, "નિમાળા પાક્યા કે તરત જ હું નદીના જળમાં એક દિવસ ડૂબી મરીશ. ન્હાવા જઇશ અને પછી પાછી આવીશ જ નહિ."

"કેમ ભાભી ?"

"તારે દુઃખે જ તો ! મારાં માનું તું માનતો નથી, રાતદિન તું ઝગડો કરે છે—તો પછી હું પાછી આવીશ જ નહિ તે દિવસે તને ખબર પડશે."

આ વાત રામે માની તો નહિ, પણ મનમાં ડરી બોલ્યો, "વારૂ, હવે હું કશું નહિ બોલું. પણ એ કેમ મને એવી રીતે બોલાવે છે ? "

"ભલેને બોલાવતાં. એ મારાં મા, એટલે તારાંયે મોટેરાં કહેવાય. જેમ તું મને ચાહે છે, તેમ તેમને પણ ચાહશે ?"

રામે પાછું ભાભીની છાતીમાં મ્હોં સંતાડયું. ભાભીની છાતી ઉપર મ્હોં રાખીને તો આટલાં વરસ થયાં તે ઉછર્યો છે, શી રીતે આવું ભયંકર જૂઠું બોલતાં તેની જીભ ઉપડે ? એ તો તેને માટે અશકય જ હતું.

નારાયણી ગળગળી થઇ બોલી, "મ્હોં સંતાડયે તે શું વળે ? કહે."

આ જ ઘડીએ દિગમ્બરીએ દેખા દીધી. કંઠમાં થોડું મધ ચોપડી બોલી, "કામકાજ નથી નારાયણી ? દીયરને લઇને લાડ લડાવે છે, અને પોતાનો દીકરો પણ રોઇ રોઇને મરી જાય છે." રામે તરત જ મ્હોં ઉંચું કરી જોયું. તેની બન્ને આંખ હિંસ પશુના જેવી લાલચોળ થઈ ઉઠી.

નારાયણીએ જોરથી તેનું મ્હોં છાતી ઉપર ખેંચી લઈ માને કહ્યું, "છોકરો રડે છે શા સારૂ ?"

"શા સારૂ ? તો સારૂં !" કહી દિગમ્બરી ત્યાંથી ચાલી ગઇ.

બનાવીને કહેવા જેવું એક જૂઠું બહાનું પણ તેને જડયું નહિ.

રામ જોરથી માથું ઉપાડી બોલ્યો, "એ ડાકણનું હું કોઇક દિવસ ગળું દબાવી દઇશ."

નારાયણી તેના મ્હોં ઉપર હાથ દાબી બોલી, "ચૂપ, બળ્યા મ્હોંના; મા થાય એ !"

ચારેક દિવસ પછી એક દિવસ જમવા બેસી, 'હુ' 'આં' કરી, બે'ક વાર પાણી પી, રામ ભાતની થાળીને હડસેલો મારી ખસેડી નાખી ઉભો થઇ પગ પછાડવા લાગ્યો. "એ ધરડી ડાકણીનું રાંધેલું હું ખાઇશ નહિ; કદિ ખાઉં નહિ. મરચાંએ મ્હોં બળી ગયું, ભાભી—ઓ ભાભી—" બરાડા સાંભળી નારાયણી સેવાપૂજા છોડી આવી ઉભી. "શું થયું રે ?"

રામ ક્રોધથી રોઈ પડ્યો. "હું કદિ ન ખાઉં. કદિ ન ખાઉં. એને અહીંથી કાઢો." બોલતો બોલતો વાવાઝોડાની જેમ તે બહાર નીકળી પડ્યો.

નારાયણી દિઙ્મૂઢ થઇ, ઘડીક વાર ઉભી રહી બોલી, "બા, વારીવારીને તમને કહ્યું કે શાકમાં એટલાં મરચાં ન નાખો. આટલાં મરચાં ખાવાની આ ઘરમાં કોઇને ટેવ નથી."

દિગમ્બરી અગ્નિમૂર્તિ થઈ બોલી, "મરચાં ક્યાં દેખ્યાં ? બે મરચાં માત્ર મસાલામાં વાટ્યાં હતાં તેમાં આટલું તોફાન ?"

નારાયણી કોચવાઇને બોલી, "બે મરચાં પણ ન નાંખો તો, બા ? જ્યારે કોઇ કદિ ખાતું નથી ત્યારે—"

"ચૂપ રહે નારાણિ, ચૂપ રહે. મને રાંધવા શીખવવા મા આવ. ચૂલામાં ને ચૂલામાં તો મને પળીયાં આવ્યાં, અને આજે પેટજણી દીકરી રાંધતાં શીખવવા આવી ! બળ્યો મારો અવતાર."

નારાયણી બીજું કશું બોલ્યા વિના રસોડામાં જઇ નવેસર રાંધવાની વ્યવસ્થા કરવા લાગી.

દિગમ્બરીએ બારણામાં પગ લાંબા કરીને, કપાળમાં ટપલા મારતાં મારતાં મોટેથી છેડો વાળ્યો, "બાઈ રે ! ક્યાં

ગયો તું ! એક વાર બોલાવી લેને ! હવે નથી સહેવાતું, બાઇ ! જે મ્હોંમાં આવે તેવી ગાળ મને દે છે રે ! હું ઘરડી ! હું ડાકણી ! મને કાઢી મુકવાને કહે છે રે ! એવાં દીકરીજમાઇને ત્યાં અન્ન ખાવા હું કયાંથી આવી રે ? આના કરતાં રસ્તામાં ભીખ માગવી હજાર ગણી સારી. સુરો, આવ મા, આપણે જઇયે; આ ઘરમાં હવે અન્નજળ હરામ છે."

સુરધુની રોઉં રોઉં થઈ માની પાસે આવી ઉભી હતી. દિગમ્બરી તેનો હાથ પ્રકડી ચાલી જવાને તૈયાર થઇ.

નારાયણી ચુલથીયું ઉંચું મુકી, આવીને રસ્તો રોકી ઉભી રહી.

દિગમ્બરી રોતી રોતી બોલી, "ના. અટકાવ ના, અમને; નારાણિ, જવા દે ! બહેતર છે કે ભૂખેતરસે ઝાડ તળે મરવું, પણ તારૂં અન્ન ખાવું નથી, તારા ઘરમાં સુવું નથી."

નારાયણી હાથ જોડી બોલી, "કોના ઉપર ચીડાઇને જાઓ છો, બા ? અમે શું કાંઈ ગુન્હો કર્યો છે ?"

દિગમ્બરીના ભેંકડાએ વળી વધારે જોર પકડયું. નાક-માંથી બોલી, " હું કાંઇ નાની કીકી નથી, નારાણિ, બધું સમજું છું. તું આંગળી ન કરી આપતી હોય તો શું એની આટલી હિમ્મત ચાલે ? હું ડાકણી ? હેં, મને કાઢો ? વારૂ ત્યારે જાઉં છું. અમે તે ત[illegible] લોકોની પીડા—બલા—ઓશીયાળાં. છોડ રસ્તો, કહું છું."

નારાયણી માના બન્ને પગ ઉપર હાથ મુકી બોલી, "બા. આજનો દહાડો માફ કરો. વારૂ, એમને આવવા દો. પછી ઇચ્છા હોય તેમ કરો." પછી હાથ પકડી ખેંચી લઇ જઈ, બન્ને પગ પર પાણી નાખી લુગડાના છેડા વતી લૂછી લઇ એક પાટ પર બેસાડી પંખો લઇને પવન નાખવા લાગી.

તેનો ક્રોધ તે ઘડીએ શાન્ત થયો તો ખરો, પણ બપોરે શ્યામલાલ જમવા બેઠો કે તરત જ બારણાની લાગમાં ભરાઇ ડુસ્કે ડુસ્કે રોઇ પડી. પ્રથમ શ્યામલાલ કિંકર્તવ્યમૂઢ થઇને જોઈ રહ્યો. પછી એક પછી એક બધી વાત જાણીને અર્ધું ખાઇ અર્ધું છાંડી ઉઠી ગયો.

નારાયણી સમજી એ ક્રોધ કોના ઉપર હતો. નૃત્યકાળી સહન કરી શકી નહિ. ઘરમાં તે ચોખ્ખાબોલી હતી. ચટ દઇને કહી દીધું, "દિદિમા, જાણીબુઝીને તમે બાપાને જમવા દીધા નહિ. તમારી આંખનાં આંસુ કાંઇ સૂકાઇ નહોતાં જતાં, દિદિમા, ઘડી પછી પાડી શકાત."

દિગમ્બરી મ્હોં કાળું કરી ચૂપ બેસી રહી.

સાંજને પહોર રામ ક્યાંકથી ફરીને આવ્યો. આ ઓરડામાં પેલા ઓરડામાં શોધી આવી ભાભીના ઓરડામાં જઇને જોયું તો તે ગોવિન્દને લઇને સુતી હતી. તેને કાંઇક દાળમાં કાળું તો લાગ્યું. છતાં ધીમે ધીમે બોલ્યો, "ભૂખ લાગી છે તે."

ભાભી બોલી નહિ.

તે જરા ચાંપીને બોલ્યો, "શું ખાઉં ?"

નારાયણી સુતી સુતી બોલી, "હું નહિ જાણું, જા અહીંથી."

"ના, નહિ જઇયે. અમને ભૂખ નહિ લાગી હોય, કેમ ?"

નારાયણી મ્હોં ફેરવી ચીડાઇને બોલી, " તું મને સંતાપ ના, રામ. નેત્ય છે, તેને કહે."

રામે કશું બોલ્યા ચાલ્યા વિના બહાર જઇ નેત્યને શોધી કાઢીને તેની પાસે ખાવાનું માગ્યું.

નેત્ય ઘણું કરીને તૈયાર જ ઉભી હતી. વાટકો દૂધ, પૌંઆ અને ચાર પાંચ કોપરાના લાડુ આણીને આપ્યા.

રામ ચીડાઇને બોલ્યો, "આટલું જ કેમ ?"

નેત્ય બોલી, "છોટાબાબુ, ભલું પૂછો તો આજે વધારે ગરબડ ન કરો. બાબુ ખાધા વિના કચેરી ગયા છે, મા ખાધા વિના ગોવિન્દને લઇને સુતાં છે. ગરબડ સાંભળીને જો ઉઠીને આવ્યાં તો અમારી ભુંડી વલે છે એમ સમજજો."

રામ તો તે જોઇને જ આવ્યો હતો. ઝાઝી પંચાત કર્યા વિના થોડું દૂધ પી, પૌંઆ અને લાડુ ધોતીયાના છેડામાં લઇ તળાવની પાળે ઝાડ તળે જઇને બેઠો. ખાવા પરથી તેનું મન ઉઠી ગયું હતું. ભાભીએ ખાધું નથી; પૌંઆ ચાવતો ચાવતો તે વિચાર કરતો હતો કે ઋષિ મુનિઓની માફક હું એકાદો મંત્ર જાણતો હત તો અહીં બેઠાં બેઠાં ભાભીના પેટમાં અન્ન પહોંચાડત. પણ મંત્ર ન જાણતો હોઇ શો ઉપાય લેવો તે નક્કી કરી શક્યો નહિ. પાછા જઇને તેમને ખાવાનો આગ્રહ કરવા જતાં પણ તેને શરમ લાગતી હતી. તે ઉપરાંત, દાદાએ પણ ખાધું ન હતું. આગ્રહ કરેલે યે શું વળે ? ખોળામાંથી પૌંઆ વગેરે પાણીમાં ફેંકી દઇ તે આમતેમ ફરવા લાગ્યો. માત્ર તેના મનમાં એટલો વિચાર ઘોળાયાં કરતો હતો કે ભાભીએ ખાધું નથી. એ વાત મનમાં તે જેમ જેમ ફરી ફરી આણવા લાગ્યો તેમ તેમ તેના મનમાં તે વધારે વધારે ખુંચવા લાગી.

રાત્રે શ્યામલાલે પોતાની સ્ત્રીને કહ્યું, "મારાથી હવે નહિ સહેવાય. એની સાથે હવે રહેવાય એમ નથી."

નારાયણી દિઙ્મૂઢ થઇ પૂછવા લાગી, " કોની વાત કરો છો ? "

"રામાની. તારી મા ચાર પાંચ દિવસ થયાં લાગટ મારી આગળ ફરીયાદ કરે છે કે રામ તેનું મનમાં આવે તેમ અપમાન કરે છે. હું ચાર પાંચ સારા માણસને બોલાવી તેમની આગળ બધી મિલકતનો સરખો ભાગ કરી તેને જુદું કરી આપીશ. હવે મારાથી નથી થોભાતું."

નારાયણી ઘડીક વાર સુમની મ્રાપ્રક બેસી રહી. પછી બોલી, "રામને જુદું કરી આપશો ? એવી વાત જીભ પર પણ ના આણશો. એના મ્હોંએ તો હજી દૂધ ગંધાય છે. માલ મિલકત લઇને એ કરશે શું, તે તો કહો ? "

શ્યામલાલ કટાક્ષમાં બોલ્યો, "દૂધ જ ગંધાય છે તો ! માલ મિલકત લઇને તે શું કરશે તે તો તે જ જાણે."

નારાયણી બોલી, " તે નહિ જાણે, હું જાણું. પણ મા તમને ચાર પાંચ દિવસ થયાં એ જ વાતો કરી રહ્યાં છે કેમ ? "

શ્યામલાલ જરા ઝંખવાણો પડી વાત ઉડાવતો બોલ્યો, "ના, એમણે કશું કહ્યું નથી. લોકોનેયે તો આંખ છેને ? હું પોતે કાંઇ દેખી શકતો નથી એમ તું માને છે ?"

નારાયણી—ના એમ હું માનતી નથી, પરન્તુ એનું કોણ છે ? કોને લઇને એ જુદો રહેશે ? મા બહેન છે, કે કોઈ માસી ફોઇ છે ? એને રાંધી કોણ જમાડશે ?

શ્યામલાલ ચીડાઇને બોલ્યો, "એ બધું હું નહિ જાણું." મ્હોંએ તો બોલ્યો 'હું નાહ જાણું' પણ મનમાં સમજતો હતો. આવું ચોખ્ખું ચાંદની જેવું ન જાણી તે જાય ક્યાં ? નારાયણી કાંઇક કહેવા ગઇ, પણ તેના હોઠ કાંપી ઉઠયા,

એટલે ઘડીક વાર ચૂપ રહી, સાવધ થઇ, જરા ભારી અવાજે બોલી, "જુઓ, તેર વરસની ઉમરે જ્યારે છોકરીઓ કુકા રમે છે ત્યારે આપણાં મા મારા માથા ઉપર આ સમસ્ત કુટુમ્બનો બોજો નાખી સ્વર્ગ સીધાવ્યાં હતાં. તેઓ જોતાં હશે કે એ ભાર હું વહી રહી છું કે નહિ. રાંધી ખવડાવવું, છોકરાં ઉછેરવાં, લોકવ્યવહાર, કુટુમ્બકબીલો—સૌ એકલે માથે વહી આજે છવ્વીશ વરસની અર્ધી ઘરડી થઈ છું. હવે મારા ઘર-ખટલામાં તમે વચ્ચે પડશો, તો સાચું કહું છું તમને, હું નદીમાં પડીને મરી જઇશ. પછી બીજી વાર પરણીને રામને જુદો કાઢી, તમારી ઇચ્છા હોય તેમ સંસાર ચલાવજો. હું જોવાયે આવવાની નથી, કહેવાયે આવવાની નથી. પણ હમણાં નહિ."

શ્યામલાલ મનમાં મનમાં સ્રીથી ડરતો. કશું બોલ્યો નહિ. વાત તે રાત્રે ત્યાં જ રહી. બીજે દિવસે નારાયણી રામને સોડમાં બેસાડી અતિશય હેતથી પીઠે હાથ ફેરવતી ફેરવતી બોલી, "રામ, હવે તારે અહીં રહેવાની જરૂર નથી, ભાઇ. તું ક્યાંક જુદો રહેવા જા—કેમ રહેવાશેને?"

રામ તરત જ કબુલ થઇ મ્હોં મલકાવી બોલ્યો, "રહેવાશે ભાભી. તમે, હું, ગોવિન્દ અને ભોળો. ક્યાં જઇશું, ભાભી?"

નારાયણી ચૂપ જ થઇ રહી. હવે શું કહેવું એને? પણ રામે વાત પડતી મેલી નહિ. તેનામાં તો ઉમંગ ઉત્પન્ન થયો હતો. બોલ્યો, "ક્યારે જઇશું, ભાભી?" આ સવાલના જવાબમાં તે તેનું મ્હોં છાતી ઉપર ખેંચી બોલી, "તારી ભાભી વિના એકલા તારાથી ક્યાંય ન રહેવાય?"

રામ ડોકું ધુણાવી બોલ્યો, "ના"

"ને ભાભી જો મરી જાય તો?"

"જાઓ, જાઓ!"

"જાઓ જાઓ નહિ. હમણાં ભાભીની વાત સાંભળતો નથી, પણ પછી ખબર પડશે જો."

રામ ઇન્કાર કરતાં બોલ્યો, "ક્યારે તમારી વાત સાંભળી નથી?"

નારાયણી—ક્યારે સાંભળે છે તે જ કહેની. કેટલીયે વાર કહ્યું કે મારી માનું અપમાન ન કર, તોપણ તું તેમનું અપમાન કર્યા વિના રહેતો નથી. કાલેયે કર્યું. આ ઘડી હું જ્યાં જવાય ત્યાં નાકની દાંડી જોઇને ચાલતી પકડીશ.

"હુંયે સાથે આવીશ."

"તને શી રીતે ખબર પડશે, હું ક્યાં જાઉં છું? હું છાનીમાની જઇશ."

"ને ગોવિંદ?"

"તે તારી સાથે રહેશે. તેને તું મોટો કરજે."

"ના ભાભી, મારાથી નહિ થાય."

નારાયણી હસીને બોલી, "તારે જ કરવો પડશે."

હવે રામ બધી વાત ખોટી માની ખડખડ હસતાં હસતાં બોલ્યો, "બધી જૂઠી વાત. તમે ક્યાંય જવાના નથી."

"જૂઠી નહિ, સાચી. જોજે હું ચાલી જઇશ."

રામ મુંઝાઇ બોલ્યો, "ને જો હું તમારૂં બધું કહેલું સાંભળું તો?"

નારાયણી હસતાં હસતાં બોલી, "તો નહિ જાઉં. તો તારે ગોવિન્દને મોટોયે નહિ કરવો પડે."

રામ ખુશ થઇ બોલ્યો, "વારૂ, ત્યારે આજથી તમે જોજો."

૩

બીજા આઠ દશ દિવસ નિર્વિઘ્ન ચાલ્યા ગયા. દિગમ્બરી કટાક્ષ કરતી નહિ એમ નહિ, પણ રામ ચીડાતો નહિ. ભાભીની તે દિવસની વાત પૂરેપૂરી માની નહોતી, પણ તેનો ડર લાગી ગયો હતો. પણ ભગવાન અવળો હતો. ફરી ઉપાધિ ઉભી થઈ. આજે દિગમ્બરીએ પોતાના પિતૃના શ્રાદ્ધ માટે બાર બ્રાહ્મણ જમાડવાનો સંકલ્પ કર્યો હતો. પિતાનો પ્રેતાત્મા આટલા દિવસ પોતાના છોકરાને ત્યાં સુઇ રહ્યો હતો, તે હવે દોહિતર જમાઇને ઘેર આવજા કરવા લાગ્યો—બન્નેને સ્વપ્નમાં—પણ તેથી તેને તૃપ્ત કર્યા વિના ચાલે ?

સવારે રામ આંક લખતો હતો, ત્યાં ભોળો આવીને કાનમાં ખબર દઇ ગયો, "દાંઠાકુર, ભગો ખેડુત તમારા કાર્તિક ગણેશને પકડવા માટે જાળ લાવ્યો છે. ચાલો જુઓ."

અહીં જરા ખુલાસો કરવાની જરૂર છે. અનેક દિવસની ઘરડી મોટી જબરદસ્ત બે લાલ માછલીઓ ઘાટ ઉપર હમેશાં ફર્યા કરતી. બન્ને માણસથી બિલકુલ ડરતી નહિ. રામ એને પોતાની પાળેલી માછલી ગણતો, અને તેનાં તેણે નામ પાડ્યા હતાં: કાર્તિક અને ગણેશ. આ ફળીયાનું ભાગ્યે જ કોઇ હશે જેણે કાર્તિક ગણેશનાં અસાધારણ રૂપગુણનાં વર્ણન રામની પાસે સાંભળ્યાં ન હોય, અને તેના આગ્રહથી તેમને જોવા ગયાં ન હોય. તે બન્નેમાં શાં ખાસ હીરામોતી જડેલા હતાં તે તો કેવળ રામ જ જાણતો, અને બેમાંથી કોણ કાર્તિક અને કોણ ગણેશ તે પણ તે જ ઓળખી શકતો. ભોળો પણ હમેશાં બન્નેને ઓળખી ન શકવાથી રામની પાસેથી કાન અમળાવવાની સજા મેળવી ચુકયો હતો.

નારાયણી હસીને કહેતી, " રામના કાર્ત્તિક ગણેશ કામ આવશે મારા શ્રાદ્ધ વખતે. "

ભોળાની ખબરથી રામને જરાયે ગભરાટ પેદા થયો નાહ. તે પાટી ઉપર વધારે નીચો વળીને બોલ્યો, " એક વાર જાળ નાખે, પછી મઝા જુએ. જાળ તોડીને તે બહાર નીકળી જશે."

ભોળાએ કહ્યું, " ના, દા'ઠાકુર, આપણી જાળ નથી તો. ભગો માછીઓની જાડી મજબૂત જાળ શોધી લાવ્યો છે, તે નહિ તૂટે. "

રામ સ્લેટ મુકી દઇ બોલ્યો, " ચાલ તો જોઉં. "

તળાવની પાળે આવીને જોયું તો તેના કાર્તિક ગણેશની સામે સાચે જ કાવત્રું ચાલી રહ્યું હતું.

ભગો ઘાટની પાસે પાણીમાં થોડા પૌંઆ નાખી જાળ તૈયાર કરી ઉભો હતો. રામે જઈ તેને એક ધક્કો મારી કહ્યું, " અભાગીયા, પૌંઆ નાખી મારી માછલીને બોલાવે છે ? "

ભગો રોવા જેવું મ્હોં કરી બોલ્યો, " બડા બાબુ હુકમ દઈ ગયા છે. બીજી માછલી ક્યાયે ન મળી, દા'ઠાકુર. "

રામ તેના હાથમાંથી જાળ છીનવી લઇ ફેંકી દઇ બોલ્યો, " જા ભાગ અહીંથી. "

ભગો જાળ ઉઠાવી ધીરે ધીરે ત્યાંથી વિદાય થયો.

રામ પાછો આવી ફરી સ્લેટ પેન લઈને બેઠો. કોઇના ઉપર ક્રોધ ન કરવો એવી તેણે પ્રતિજ્ઞા કરી હતી.

દિગમ્બરીએ આજે પૂજાપાઠ બહુ વહેલાં આટોપી લીધાં હતાં. તેણે આવીને ખબર આપી, "માછલી ન મળી, દિદિમા.

છોટાબાબુએ ભગા ખેડુને મારીઝુડીને ત્યાંથી ભગાડી મુકયો છે." આ બે મચ્છીઓ ઉપર દિગમ્બરીની નજર હતી. મોટી લાલ માછલીના માથા વિષે એ વિધવાને અપરંપાર આકર્ષણ હતું. તેને પોતાના સ્વાદની ખાતર જ એ માછલી માટે લોભ લાગ્યો હતો એમ નહિ; પણ 'આવું પુણ્યકાર્ય, અને તે પ્રસંગે મારે હાથે રાંધીને સદ્બ્રાહ્મણને જમાડી પુણ્ય અને ખ્યાતિ મેળવું' એવી વાસના અનેક દિવસથી તેના મનમાં તે પોષી રહી હતી. કાલે જમાઈની રજા લઈ—એટલે કાર્ત્તિક ગણેશનું નામ સુદ્ધાં ન પાડી—માછીઓની મોટી જાળ જોઈ મંગાવી, પોતાના ખેડુ ભગાને ચાર આના બક્ષિશના કબુલી બધો ઘાટ એક રીતે બરોબર ઘડી રાખ્યો હતો. આજે સવારે પણ તે પેલાં બે પ્રાણીને ઘાટની પાસે ફરતાં જોઇ આવી નિશ્ચિન્ત થઇ પ્રફુલ્લિત ચિત્તે જપ કરવા બેઠી હતી. આ બધું થઇ ચુકયા પછી નેત્યે આવીને તેને જે દુઃખદ સમાચાર આપ્યા તેથી તે સારાસારજ્ઞાનશૂન્ય થઇને બેઠી. તેને દાંત પીસવાની આદત હતી. એકાએક દાંત પીસી ગળાની માળા ઉંચે પકડી રાખી બોલી ઉઠી, "અરે, કેવો દુશ્મન જન્મ્યો છે મારો! કયારે એ લડધો મરે જે મારી આંતરડીને ટાઢક થાય. વાસી મ્હોંમાં હજી પાણી સુદ્ધાં નથી પડયું. ઠાકુરદેવતા! જો તમે સાચા હો તો ત્રણ રાત પણ ન જવી જોઇયે."

પાસે બેસીને નારાયણી શાક મોળતી હતી. તે ત્યાંથી વિજળીવેગે ઉઠી જઇ બરાડો પાડી ઉઠી, "મા!" સાંભળ્યું છે કે સંતાનને મુખે નીકળતા 'મા' શબ્દની તોલે કશું આવે એમ નથી. પણ એ તો માત્ર સાંભળ્યું છે. પણ નારાયણીના મુખમાં તો આજે સાચે જ 'મા' શબ્દની તોલે કશું લાગતું

ન હતું. આ એક અક્ષરની ખૂસે દિગમ્બરીની છાતીનું લોહી થીજી ગયું. પણ નારાયણી પણ બીજું કશું બોલી શકી નહિ. જોતજોતામાં તેનાં બન્ને ગંડસ્થળ ઉપરથી ટપટપ આંસુ પડવા લાગ્યાં. ઘડીક પછી આંખ લૂછી, જ્યાં રામ પાડા લખતો હતો ત્યા જઇને ઉભી રહી અને તેને કઠોર સ્વરે પૂછયું, " તેં ભગા ખેડુને મારીઝુડીને હાંકી કાઢચો શું ? " રામ ચમકી સ્લેટ ઉપરથી બેઠો થઈ ઘડીક તેની સામે જોઇ રહ્યો, અને જવાબ આપવાની ગરબડમાં પડયા વિના 'જીવ લઇને બીજે બારણેથી ભાગ્યો.

નારાયણી ખરી વાત સમજી શકી નહિ, એટલે તેણે પાછી આવી ભગા ખેડુતને બોલાવી મંગાવ્યો અને માછલી પકડી લાવવા હુકમ આપ્યો. હુકમ થવાથી ભગો જાળ લઇને ગયો અને તરત જ એક મોટી લાલ મચ્છી ખાંધ પર નાંખી લાવી ' ધડામ્ ' કરીને આંગણામાં નાખી.

નારાયણી રસોડાના બારણામાં ઉભી રહી માછલી જોઇને તરત કંપી ઉઠી. શંકામાં પડી પૂછયું, "અરે, આને ઘાટ પરથી તો પકડી નથીને ? એ રામની કાર્તિક ગણેશ તો નથીને ? "

ભગો આટલી જલદી આવડી મોટી માછલી લઇ આવી શકયો તેથી બહાદુરી બતાવી બોલ્યો, " જી હાં, માજી, એ ઘાટ પરની જ મચ્છી. જબ્બર મચ્છી છે ! " દિગમ્બરીના તરફ આંગળી બતાવી બોલ્યો, " પેલાં માજીએ એ જ પકડી લાવવાનું કહ્યું હતું."

નારાયણી સ્તબ્ધ થઈ ઉભી રહી. નૃત્યકાળી રામ ઉપર બહુ દયા રાખતી એમ નહિ, પણ માછલી જોઇને તેયે ખીજાઈ.

દિગમ્બરીને કહ્યું, "વારૂ દિદિમા, ફળીયાના સૌ લોકો છોટાબાબુના કાર્તિક ગણેશની વાત તો જાણે છે. તમે શું જોઇને એ માછલી પકડવાનો હુકમ આપ્યો? એ ત્રણ તળાવમાં શું બીજી માછલી મળી નહિ? દશ બ્રાહ્મણ જમવાના છે, ત્યાં આવડી અધમણની માછલીને કરશો શું? એને સંતાડો ક્યાંક. છોટાબાબુ ક્યાંક ગયા છે તે હમણાં જ આવીને ઉભા રહેશે."

દિગમ્બરી મ્હોં ચડાવી બોલી, "આટલું બધું જાણતી નથી, બાપુ. એક માછલી પકડી તેમાં બધાંએ ભેગાં મળી હોહા કરી મુકી. આને સંતાડું, એટલે પછી બામણ ન જમાડવા કેમ?"

નૃત્ય—તમારા બામણ જમશે બે અઢી વાગે. હજી બહુયે વખત છે. છોટાબાબુને પહેલા જમાડી નિશાળે જવા દો, નહિ તો આજે મરી છુટયાં સમજવાં. ઓ મા! ભોળો અહીં હમણાં તો ઉભેલો હતો, ગયો ક્યાં? તેને ખબર પહોંચાડવા ગયો લાગે છે. જે કરવું હોય તે કરો મા, હવે ઉભાં ના રહો."

ભગો ચાર આનાના પૈસાને લોભે જાળ શોધી લાવ્યો હતો. અહીંનો બધો તાલ જોઇ નગદ નારાયણની આશા છોડી જાળ લઇને વિદાય થયો. કામ પડે ત્યારે રામ ખોળેલો ક્યાં જડી આવે તેની ભોળાને ખબર રહેતી. તે દોડતો જઇ વાડીને ઉત્તર ભાગે જમરૂખની તળે જઇને ઉભો રહ્યો. રામ એક ડાળ પર ચડી પગ ઝુલાવતો ઝુલાવતો જમરૂખ ચાવતો હતો. ભોળાએ હાંફતાં હાંફતાં કહ્યું, "જુઓ તો ખરા, ચાલો દા'ઠાકુર, ભગાએ તમારા કાર્તિકને મારી છે.

રામ ચવેણું બંધ કરી બોલ્યો, "જા, જા—"

"સાચે જ દા'ઠાકુર. માએ હુકમ કરી પકડાવી છે. હજી આંગણામાં જ પડી છે. ચાલો જુઓ તો ખરા."

રામ ભપ દઇને ભુસકો મારી દોડયો, અને પવનવેગે પહોંચી જઇ આંગણામા જરા અચકાઇને ઉભો રહી ધાંટો પાડી ઉઠયો, "અરે, આ તો મારી ગણેશ. ભાભી, તમે હુકમ આપીને મારી ગણેશને પકડાવી!" આટલું બોલીને ભોંય ઉપર ઉખડો પડી ધવાયલા બકરાની માફક તે પગ પછાડવા લાગ્યો. તેનો શોક કેટલો સાચો હતો, કેટલો અનિવાર્ય હતો તે વિષે દિગમ્બરીને પણ સંશય નહિ રહ્યો હોય.

તેને ખવડાવવા માટે રાત્રે નારાયણી તાણ કરવા લાગી, પણ રામ તેનો હાથ છોડાવી પડી રહ્યો. આખરે આખા દિવસના ઉપવાસ પછી બે કોળીયા ભાત ખાઈ ઉઠી ગયો.

દિગમ્બરીએ આડમાં ઉભાં ઉભાં જમાઇને કહ્યું, "તમે કહી જુઓની, નહિ તો નારાયણી ખાશે નહિ. તેણે આખો દિવસ કશું ખાધું નથી."

શ્યામલાલે પૂછ્યું, "કેમ ખાધું નથી?"

દિગમ્બરી આંસુને અભાવે કંઠ કરુણ કરી બોલી, "મારા સો વાંક થયા છે ભાઇ, પણ હું તે શી રીતે જાણી શકું કહો, કે બામણભોજનને માટે તળાવમાંથી એક માછલી પકડવામાં મહાભારત પાપ થઇ જવાનું છે?"

શ્યામલાલને આમાં કાંઇ સમજ ન પડી. તેણે બૂમ પાડી, "નેત્ય, શું થયું છે રે?"

નેત્યે આડમાંથી જવાબ આપ્યો, "એ તો છોટાબાબુની ગણેશ હતી."

શ્યામલાલ ચમકીને બોલી ઉઠયો, "રામની કાર્તિક ગણેશમાંની એક ?"

નેત્ય—હા.

એ વિષે વધુ વાતચીત ન થઇ. અથથી ઇતિ સમજી જઈ તે બોલ્યો, "રામે ખાધું નથી લાગતું."

નેત્ય—ના.

શ્યામલાલ—ત્યારે હવે ખાવાનું કહેવાથી શું વળે ? અને તે નહિ ખાય તો પછી એ શેની ખાશે ?

દિગમ્બરી બોલવા લાગી, "આવું તોફાન ઉભું થશે એમ જાણ્યું હોત તો બામણ જમાડવાની વાત જ ન ઉભી કરત. એણે શા સારૂ પોતે જ હુકમ આપી માછલી પકડાવી, અને પછી પાછી આમ શા સારૂ કરે છે તે એ જ જાણે. હું તો ચૂપ જ હતી. તો પણ બધો વાંક જાણે મારો જ નહિ ! મને તો ભાઈ, બીજે ક્યાંક મોકલી દો. અહીં એક ઘડીયે હવે રહેવાય એવો ભરોસો નથી."

જરા ચૂપ રહી ખાસા રોતલ સૂરે પાછું શરૂ કર્યું, "આ કપાળ જ બળ્યું ફુટેલું છે તે ! નહિ તો મારો ભાઈ શા સારૂ મરી જાત ? અને મારે આ હડસેલા શું કરવા ખાવા પડત ? ભાઈ, મારૂં કશું ચાલતું નથી એટલે હાથ જોડીને કહું છું, મારે માટે કાંઈક ઉપાય તમારે કરવો જ પડશે."

શ્યામલાલ અકળાયો, પણ 'હા' 'ના' કશું કહી શક્યો નાહ. નારાયણી આડમાં ઉભી ઉભી પોતાની માના નિર્લજ્જ જુઠાણાથી લાજી મરવા લાગી. ત્યાંથી જઈ રામના બંધ બારણાં ઠોકી તેને કહેવા લાગી, "મારો લાડકો કેની ? ઉઘાડ, તો બારણું."

રામ જાગતો હતો, પણ તેણે જવાબ દીધો નહિ.

નારાયણીએ પાછી બૂમ પાડી, "ઉઠ, ઉઘાડ બારણું."

હવે ધાંટો પાડી બોલ્યો, "ના, નથી ખોલવાનો. તમે જાઓ, તમે બધાં મારાં દુશ્મન છો."

"વારૂ તેમ. પણ તું બારણું ઉઘાડ."

"ના, ના, ના. નહિ ખોલું." સાચે જ તે રાત્રે બારણું ન જ ઉઘડ્યું.

શ્યામલાલે ઓરડામાંથી બધું સાંભળ્યું હતું. નારાયણી ઓરડામાં આવતાં જ તે બોલ્યો, " ચાહે તો કાંઇ ઉપાય કરો, નહિ તો તમે કહો ત્યાં હું ચાલ્યો જાઉં. આટલું તોફાન મારાથી ખમાતું નથી."

નારાયણી કાંઈ ઉત્તર આપ્યા વિના વિચાર કરવા લાગી.

આ પછી બે ત્રણ દિવસ વીતી ગયા તોયે રામની રીસ ઉતરી નહિ તે જોઇ નારાયણી મનમાં ને મનમાં અકળાવા લાગી અને ચીડાઇ ઉઠવા લાગી. આજે રાત પડવા આવી છતાં તે નિશાળેથી ન આવેલો જોઈ નારાયણી ઉત્કંઠા અને ક્રોધથી અધીરી થઈ રહી હતી. તે વેળા દિગમ્બરી નદીએથી ન્હાઇધોઇ, આખા જગતની ખબર લઇ, રામનું અમંગળ ઇચ્છી, પોતાની મોટી દીકરીની અવળી બુદ્ધિનું અવશ્ય ફલાફલ પડોશણને જણાવી આવી, આટલી ઓછી ઉમરે માથાના નિમાળા પાકી જવાનું કારણ શોક અને સંતાપ છે એમ જણાવી પોતાને પોતાની મોટી દીકરી નારાયણીની લગભગ સમોવડી હોય એમ જાહેર કરી આવી, ભાઇના રાજ્યમાં કેવી બાદશાહી ભોગવતી હતી તેનો સપ્રમાણ ઇતિહાસ

સંભળાવી, ધીરે ધીરે નિરાંતે ઘેર આવતી હતી. એવામાં રસ્તામાં જ એક પ્રકરણ સાંભળી તે જાણે પવને ઉડતી ઉડતી ઘેર આવી પહોંચી. આંગણામાં પગ મુકતાં જ ઘાંટો પાડી બોલી ઉઠી, "તારા ગુણવાન દીયરની વાત સાંભળી, નારાયણી ?"

નારાયણી ભયથી ફિક્કી પડી બોલી, "શી વાત ?"

દિગમ્બરી—થાણામા ગયા. જાય જ તો. આવો કમજાત તો સાત જનમમાંયે જોયો નથી. હવે જવા દો જેલમાં.

તેના મ્હોંમાંથી, આંખમાંથી જાણે આનન્દ ઉછળી ઉછળી પડવા લાગ્યો. નારાયણીએ તે વાતનો જવાબ ન વાળતાં બુમ પાડી, "નેત્ય, રામ હજી કેમ આવ્યા નહિ. ? એક વાર ભોળાને મોકલ તો, શોધી લાવે."

દિગમ્બરી બોલી, " હું બધું સાંભળીને આવી તે."

નેત્ય સાંભળવાના આગ્રહને લીધે 'હૈ' કરી ઉભી રહી. નારાયણીએ તેને ધમકાવી નાખી. " અહીં ઉભી રહીને ? કહ્યું તે સાંભળ્યું નહિ હોય ?"

નેત્ય ગભરાઈ ચાલી ગઇ. દિગમ્બરી અવાજમા ઉદ્વેગનો સૂર ઉતારી બોલી, " શું થયું, જાણે નારાણિ—"

" તમે ભીનાં લુગડાં સુકવી લો મા, પછી વાત કરવી હોય તો કરજો." કહી તે બીજે કયાંક ચાલી ગઈ. તે ચૂપ થઇ જોઇ મનમાં મનમાં બોલી, " થઇ રહ્યું ! આ છોકરીની રીસ તો જુઓ ! " આવી વત અથથી ઇતિ કહેવાનું ન મળ્યાથી તેનું પેટ ફાટવા લાગ્યું.

એ વાત પણ ટુંકી ન હતી. ગામની નિશાળમાં જમીનદારનો એક છોકરો ભણતો હતો. આજે બપોરની રજામાં રામને તેની

સાથે તકરાર થઇ. વિષય બહુ અટપટો હોવાને લીધે તેનો ફેંસલો ન થઇ શક્યો અને મારામારી થઇ ગઇ. જમીનદારનો છોકરો બોલ્યો હતો, " શાસ્ત્રમાં લખ્યું છે કે સ્મશાનકાળી રક્ષાકાળીના કરતાં વધારે જાગૃત છે, કારણકે સ્મશાનકાળીની જીભ મોટી છે. " રામે આનો આ પ્રમાણે પ્રતિપક્ષ કર્યો હતોઃ " ના, સ્મશાનકાળીની જીભ જરા પહોળી છે ખરી; પણ રક્ષાકાળીના જેવી મોટી અને લાલ નથી. " થોડા દિવસ ઉપર ફળીયામાં ઉઘરાણું કરી રક્ષાકાળીની પૂજા કરવામાં આવી હતી તેની યાદ રામને તાજી જ હતી. જમીનદારના છોકરાએ રામની વાત ન માની પોતાની હથેળી ઉંચી કરી રામને કહ્યું, " રક્ષાકાળીની જીભ તો આવડી જ. " રામ ચીડાઇને બોલ્યો, " શું ? એવડી કદિ નહિ. એ તો આવડી મોટી ! એવડી નાની હોય તો કદિ પૃથ્વીની રક્ષા કરી શકે ખરી કે ? પૃથ્વીની રક્ષા કરે છે તેથી તો તેનું નામ રક્ષાકાળી પડ્યું. " આ પછી એક બે વાત થઇ ને પછી મુક્કામુક્કી ચાલી હતી. જમીનદારના છોકરાનાં હાડકાં હતાં કમજોર, એટલે તેણે માર વધારે ખાધો, અને નસકોરી ફુટી બે ટીપાં લોહી પણ પડ્યું. આ નાનકડી નિશાળના ઇતિહાસમાં આવું મોટું પ્રકરણ આ પહેલાં કદિ બન્યું ન હતું. જે જમીનદારની નિશાળ, તેના જ છોકરાના નાકમાંથી લોહી નીકળ્યું ! એટલે હેડમાસ્તરે પોતાની મેળે નિશાળ બંધ કરી છોકરાઓને લઇને દરબાર ભર્યો. કહેવાની જરૂર નથી કે રામલાલ તો આ અગાઉ ક્યારનો ક્યાંક અંતર્ધાન થઇ ગયો હતો.

ભોળાએ આવીને કહ્યું, " દા'ઠાકુર નહિ મળ્યા. " થોડી વાર પછી શ્યામલાલ નાનકડું મ્હોં લઇને ઘેર આવ્યો.

આંગણામાં ઉભો ઉભો બોલ્યો, "અરે સાંભળ્યું કે? આ ગામમાંથી ઉચાળા ભર્યે જ છુટકો જોઉં છું મજુરી કરીને બે પૈસા રળી લાવતો હતો, તેયે હવે બંધ થયા એમ લાગે છે."

નારાયણી ભંડારમાંથી બહાર નીકળી એક બારસાખને અઢેલી ઉભી રહી સુકે અવાજે પૂછવા લાગી, "તેઓ થાણામાં ગયા કે?"

શ્યામલાલ ડોકું ધુણાવી બોલ્યો, "બાબુ પરમેશ્વરનું લોક છે, એટલે તેણે તો માફી આપી છે. પણ બીજા પાંચ માણસ પણ છે ને? દરરોજ સવાર થયે નવું તોફાન ઉભું થાય તો શી રીતે આ ગામમાં રહેવાય? રામ ક્યાં?"

નારાયણી બોલી, "તે હજી આવ્યો નથી. ડરથી નાઠો હશે એમ લાગે છે."

શ્યામલાલ ગંભીર થઇ બોલ્યો, "નાસી ગયો હોય તોયે હવે તેની સાથે સંબન્ધ રાખવો નથી. ન નાશી ગયો હોય તોયે નહિ. સાવકી માનો છોકરો, એટલે લોકનિન્દાથી ડરીને આટલા દિવસ ગમે તેમ કરી સહન કર્યું; પણ હવે નહિ; હવે પોતાની જીંદગી તો બચાવ્યે જ છુટકો."

દિગમ્બરી રસોડાને ઓટલેથી બોલી, "પોતાના છોકરા તરફ પણ જોવું જ જોઇયે તો."

શ્યામલાલને શૂર ચડ્યું. બોલ્યો, "ન જોવું જોઇયે? જરૂર જોવું જોઇયે, મા. એટલે જ કાલે ફળીયાના પાંચ સારા માણસને બોલાવી માલ મિલકત જુદી કરી લઇશ. અને તને પણ કહી દઉં છું, આ માટે હવે એની સાથે વઢવા ઝગડવાની જરૂર નથી. તેને જે સારૂં લાગે તે કરે. તેને સારૂં લાગ્યું હશે તો જ શેઠના છોકરાના શરીર ઉપર હાથ ઉગામ્યો હશેને?

દિગમ્બરી મનમાં મનમાં અતિશય રાજી થઇ બોલી, " નારાયણી એને શા સારૂ શિક્ષા કરવા જતી હશે ? મારી તો જોઇને જ છાતી થરથર ધ્રુજે છે. એ તો જંગલી રહ્યો. જો તે મારૂં અપમાન કરવા ચૂકતો નથી તો તે એનું પણ અપમાન કરે એમાં કશી નવાઇ છે ? "

શ્યામલાલ સાસુની એ વાતને વધારે ટેકો આપી શકયો નહિ. કદાચ તેમને જોઇને શરમાઇ ગયો હશે ! બોલ્યો, " ગમે તેમ હોય, એને સજા કરવાની જરૂર નથી. "

નારાયણી પથ્થરની મૂતની માફક નિર્વાક, નિશ્ચલ થઈ બધું સાંભળી રહી. એકે વાતનો જવાબ ન દીધો. પછી ધીમે ધીમે પોતાને કામે ચાલી ગઇ,

કલાકેક પછી નેત્યે આવીને હળવે હળવે કહ્યું, " મા, છોટાબાબુ ઘેર આવ્યા છે. " નારાયણીએ ગુપચુપ રામના ઓરડામાં જઇ બારણું બંધ કર્યું. રામ ખાટલા ઉપર બેઠો બેઠો કોણ જાણે શા વિચારમાં પડયો હતો તે બારણું બંધ થવાના અવાજે ચમક્યો અને ઉંચું મ્હોં કરી જોયું તો ભાભી બારણે આગળો મારી, ઓરડાના એક ખૂણામાં તેની જ એક પાતળી નેતરની સોટી પડેલી હતી તે ઉપાડતાં હતાં. તરત જ કુદી તે ખાટલાની બીજી બાજુએ જઈ ઉભો રહ્યો. નારાયણીએ બૂમ પાડી, " અહીંયાં આવ. "

રામ હાથ જોડી બોલ્યો, " હવે નાહ કરૂં, ભાભી. આટલી વાર જવા દો. "

નારાયણી કડક થઇ બોલી, " આવશે તો ઓછું મારીશ; નહિ આવ્યો તો આ નેતર તારા બરડા ઉપર ભાંગી ગઈ સમજજે. "

રામ તોપણ ત્યાંથી હઠ્યો નહિ. ત્યાં ને ત્યાં જ ઊભો ઊભો વિનવણી કરવા લાગ્યો, "એક વાર નહિ, બે વાર નહિ, ત્રણ વાર કહું છું હવે કદિ નહિ કરૂં. કાન પકડું છું, ભાભી—"

નારાયણીએ ખાટલા ઉપરથી લાંબો હાથ કરી સડાક દઈને એક નેતરનો સપાટો તેના ઉપર લગાવ્યો. અને પછી સડસડ સડસડ નેતરનો વરસો વરસવા લાગ્યો. પહેલો તો તેણે બીજી બાજુનું બારણું ઉઘાડી ભાગવાનો પ્રયત્ન કર્યો; પછી આખા ઓરડામાં દોડાદોડ કરી આત્મરક્ષાનો પ્રયત્ન કર્યો; આખરે તેના પગ આગળ પડી ભેંકવા લાગ્યો. નેત્ય પાછળથી આવી બારીના કાણામાંથી જોતી હતી. રોતી રોતી બોલી, "મા જવા દો, મા, હું મારી માગું છું."

દિગમ્બરી ચીડાઈ ઉઠી બોલી, "તું બધી વાતમાં માથું મારવા શેની આવે છે?"

શ્યામલાલ પોતાના ઓરડામાંથી બૂમ પાડી બોલ્યો, "શું થઈ રહ્યું છે રે?"

નારાયણી નેતર ફેંકી દઈ બોલી, "લાગે છે તો એમ જ."

## ૪

રામ જમવા બેઠો હતો. દિગમ્બરી આડમાં બેસી ઉંચે અવાજે બોલી, "આવડા મોટા છોકરાને આટલો બધો માર્યો શા સારૂ? એના મોટા ભાઇ તો કોઇ દિવસ શરીર ઉપર આંગળી અડાડતા નથી."

નેત્ય કામ કરતી કરતી બોલી, "તમેયે ઓછાં નથી, દિદિમા! તમે તો બધી વાત અહીં આવીને માને પહોંચાડી."

તે રાતનો આટલો માર તેને એકંદર રીતે સારો લાગ્યો ન હતો. રામ સાંભળી ડોળા કાઢી બોલ્યો, " ડાકણી, બુદ્ધી અમારૂં બધું ખાવા આવી છે. "

દિગમ્બરી બરાડો પાડી ઉઠી, " નારાણિ, સાંભળતી જા તારા દીયરની વાત. "

નારાયણી ન્હાવા જતી હતી. પાછી ફરી કંટાળી બોલી, " નહિ સંભળાય, મા, હવે. સાચું કહું છું, નેત્ય, મોત થાય તો ટાઢક વળે. હવે નથી સહેવાતું. અરે ઓ વાંદર, હજી તારા બરડાના સોળ તો ગયા નથી, તેટલામાં તો બધું ભૂલી ગયો ! "

રામે જવાબ ન દીધો. જમવા લાગ્યો. નારાયણી બીજું કશું ન બોલી સ્નાન કરવા ચાલી ગઇ. આંગણાંમાં જ એક જમરૂખીનું ઝાડ હતું. જમીને જ લાગલો રામ તે ઉપર ચઢયો અને મનમાં આવ્યું તેમ કાચાંપાકાં જમરૂખ ખાવા લાગ્યો. કેટલાંક અર્ધાં ખાતો હતો, કેટલાંક જરાક ખાઇને ફેંકી દેતો હતો. તદ્દન કાચાં નકામાં તોડી આમતેમ ફેંકવા લાગ્યો. જોઇને દિગમ્બરીની છાતી સળગવા લાગી. નારાયણી ઘરમાં નહોતી. તેનાથી ન રહેવાયું એટલે તે બોલી, " તારે લીધે તો, ભાઇ, પાકાં જમરૂખ ખાવાનો વારો આવે એમ નથી. કાચાંની શા સારૂ પત્તર ખાંડે છે ? "

રામ કદિ તેની વાત સહન કરી શકતો નહિ. ખાસ કરીને હમણાં જ નેત્યની પાસે માર ખાવાનું કારણ જાણીને તે ક્રોધે ઉછળી રહ્યો હતો. ઝાડ ઉપરથી જ ચાંટો પાડી બોલ્યો, " ઠીક જ કરૂં છું—ડચરી ! "

બધાં વિશેષણોમાં આ વિશેષણ દિગમ્બરીને સૌથી વધારે ખરાબ લાગતું. મ્હોં બગાડી બોલી, " ઠચરી ! ઠીક જ કહે છે ! વારૂ, આવવા દે પેલીને ! જેવો ગધેડો તેવું બૂધું જોઇયે જ તો ! આ તે કેવો લાજ વગરનો છે ! માર ખાઇ ખરડે સોળ ઉઠ્યા છે તોયે લાજ નથી ! "

રામ ઉપરથી જ બોલ્યો, "ડાકણી, ઠચરી."

" ડાકણી ! ઠચરી ! નાને મ્હોડે મોટી વાત કરે છે ! પાજી હરામજાદા, ઉતર હેઠે."

રામ—ઉતરૂં શા સારૂ? તારા બાપનું ઝાડ છે ?

દિગમ્બરી છણકી ઉઠી, ધાંટો પાડી બોલી, "હેં ! બાપ ઉચકે છે ? સાંભળ્યું નેત્ય, સાંભળ્યું ?"

આ જ ઘડીએ નારાયણી ઘાટથી આવી ઉભી રહી. ઝાડ ઉપર નજર પડતાં જ બોલી, "જમીને નિશાળે ગયો નહિ ? ઝાડ પર ચડયો છે તે ?"

રામે વિચાર કરી રાખ્યો હતો કે ઝાડ ઉપરથી ભાભીને દૂરથી આવતી જોઇને જ ઉતરી ભાગી જવું. પણ ઝગડામાં રોકાવાથી રસ્તા તરફ નજર રહી નહિ. ભાભી ઓચિંતી જ આંગણાંમાં આવીને ઉભી રહી. તે ડરીને બોલ્યો, "જમરૂખ ખાઉં છું."

" તે તો ખાય છેસ્તો—નિશાળે નહિ ગયો ? "

"મારા પેટમાં દુખે છે."

નારાયણી તપીને બોલી, "તેથી જ બાત જમીને ઉઠી ક્યાં જમરૂખ ખાય છે !"

દિગમ્બરી દીકરીનો અવાજ સાંભળી દોડતી આવી બોલી, " હરામજાદો લડધો મારો બાપ ઉચકે છે કહે છે, 'ઉતરૂં શા માટે? તારા બાપનું ઝાડ છે?' "

નારાયણીએ તેના તરફ જોઇ પૂછ્યું, "બોલ્યો તો શું?"

રામ આંખ મ્હોં સંકોચી બોલ્યો, " ના ભાભી, બોલ્યો નથી."

દિગમ્બરી બરાડી ઉઠી, "નથી બોલ્યો હરામજાદા! નેત્ય સાક્ષી છે." પછી મ્હોં બગાડી, વિચિત્ર સૂર કાઢી બોલવા લાગી, "તે દિવસે જ્યારે નેતર પર નેતર પડતી હતી ત્યારે 'હવે ન કરૂં, ભાભી.' 'પગે પડું છું, ભાભી.' 'મરી ગયો, ભાભી.' કરતો હતો. પકડેલો હોય ત્યાં સુધી રોવું, અને છુટયો કે કુદાકડા મારવા, હરામજાદા!"

રામ વધારે સહન કરી શક્યો નહિ. તેના હાથમા એક મોટું કાચું જમરૂખ હતું. ઘડ દઇને છુટું માર્યું. દિગમ્બરીને ન અડતાં તે નારાયણીના ડાબા ભવા ઉપર જઇને સજ્જડ વાગ્યું. ઘડીક વાર તેને આંખે અંધારાં આવવાથી તે ત્યાં ને ત્યાં જ બેસી પડી. દિગમ્બરીએ ભયંકર શોરબકોર કરી મુક્યો. નેત્ય કામ છોડી દોડી આવી. રામ ઝાડ ઉપરથી કુદી પડી ઉંચે શ્વાસે ત્યાંથી ભાગ્યો.

બપોરે શ્યામલાલ સ્નાન કરવા અને જમવા આવ્યો તો જોયું કે કામ બાંકુ છે. નારાયણી નિર્જીવની માફક બિછાનામાં પડી છે. તેની ડાબી આંખ સુજી ઢમઢોલ થઇ છે. તેના ઉપર ભીના ચીથરાંનો પાટો બાંધી નેત્ય પંખો નાંખી રહી છે. દિગમ્બરી આજે આડમાં ઉભ રહી નહિ. શ્યામલાલની સામે

જ ધાંટો પાડી રોઈ પડી અને બોલી. "રામે મારી નાંખી નારાણિને."

શ્યામલાલ ચમકયો. પાસે આવી ઘા તપાસી, કઠણ રીતે આને કહ્યું, "આજે તને મારા સમ છે જો તેને ખાવાનું આપે તો, જો તેની સાથે કદિ વાત કરે તો. કદિ જો કાઇ વાત કરી તો તે જ દિવસે તેં મારો જીવ લીધો સમજજે."

નારાયણી કંપી ઉઠી બોલી, " ચૂપ રહો, ચૂપ રહો— એવી વાત જીભે આણો નહિ."

શ્યામલાલ બોલ્યો, " મારા આવા અઘરા સોગન્દ જો ન માને તો તે જ દિવસે તું મારૂં મુઆ મ્હોડું જુએ.' કહી પોતે જ દાક્તરને તેડવા ઉપડયો. આખો દિવસ નદીકિનારે ફર્યા કરી, બેસી, ઉભો રહી, વિચિત્ર સંકલ્પવિકલ્પ કરી, રામ રાત્રે અંધારે ઘરમાં પેઠો. જોયું તો આંગણાની વચ્ચોવચ્ચ વાંસના કામડાની ટટ્ટી દઇ ઘરના બે ભાગ કરવામાં આવ્યા છે. હલાવીને જોયું, ટટ્ટી સખ્ત હતી; ભાંગે એમ ન હતું. રસોડામાં દીવો બળતો હતો. ચુપચુપ ડોકીયું કરી જોયું તો ત્યાં પણ આવી જ વ્યવસ્થા હતી. ઘરમાં કોઇ ન હતું, માત્ર એક ઢગલો પિત્તળ અને કાંસાનાં વાસણ મેજ ઉપર પડયાં હતાં. શી વાત છે તે બરોબર ન સમજી શકયો, છતાં સવારની વાતની સાથે તેને કાંઇક સંબન્ધ હશે જ એમ અનુમાન કરી તેની છાતી સૂકાઇ ગઈ, એટલે પાછો વળી તે પોતાના ઓરડામાં બેસી ઘરના બીજા ખંડની આવ જા અને બોલચાલ સાંભળવા લાગ્યો. આ અગાઉ તેને સારી પેઠે ભૂખ લાગી હતી તે વાત પણ ભૂલી ગયો. રાત્રે તે વખતે લગભગ નવ વાગ્યા હશે. તે પાછો જઇ બારી

ઠોકવા લાગ્યો. તરત જ નેત્ય બારણું ખોલી આવીને ઉભી રહી. રામે પૂછયું, "ભાભી કયાં, નેત્ય?"

"ઓરડામાં સુતાં છે."

રામે ઓરડામાં જઇ જોયું તો ભાભી ખાટલા ઉપર સુતી હતી, અને નીચે સાદડી પાથરી દિગમ્બરી નાની છોકરીને લઇને બેઠી હતી. ગોવિન્દ રમતો હતો તે દોડતો આવી કાકાને હાથે વળગી ઝૂલતાં ઝૂલતાં બોલ્યો, "કાકા, તમારૂં ઘર પેલી બાજુએ, આ બાજુ અમારૂં ઘર..બાપા કહેતા હતા કે તમે આ ઘરમાં આવશો તો પગ ભાંગી નાખીશ."

રામ ખાટલા ઉપર નારાયણીના પગ આગળ જઈ બેસવા જતો હતો ત્યાં તેણે પગ ખસેડી લીધો. રામ ગુપચુપ બેસી રહ્યો. દિગમ્બરી તેની નાની છોકરીને ધક્કો મારી કહેવા લાગી, "સુરો, જાને કહેની તારા દાદાબાપુએ એને શું કહ્યું છે તે."

સુરધુની પોતાના અવાજ પ્રમાણે ગડબડ ગડબડ બોલી ગઇ, "દાદાબાપુએ કહ્યું છે કે તમારે અહીં આવવું નહિ. કાલે સવારે બધી—શું મા?"

દિગમ્બરી—માલમિલકત

સુરધુની—માલમિલકત કાલે વહેંચવાટ કરી દેશે.

દિગમ્બરી—સોગન્દ દીધા છે તે વાત કરની, ગાંડી.

સુરધુની બોલી, "દાદાબાપુએ દિદિને સમ દીધા છે કે ખાવાયે ન આપવું, વાતે ન કરવી—કહ્યું કે દાદાબાપુનું—"

નારાયણી બિછાનામાંથી તેને ધમકાવીને બોલી, "વારૂ, થયું, થયું, હવે. તું ચૂપ રહે." એટલે દિગમ્બરી બોલી, "તે સાચું છે ભાઈ! તું માણસને અધાં મારી નાંખે તો પછી તે સમ નહિ દે તો કરે શું? હું તો બાપુ, કોઈ પણ રીતે તેમનો

દોષ કાઢી શકું એમ નથી—પછી જેને બોલવું હોય તેમ બોલે. આ ઘરમાં હવે તારૂં આવવુંજવું, ખાવુંપીવું બંધ સમજવું. એને પોતાના સ્વામીના સમ માન્યા વિના ચાલે એમ છે?"

સુરધુની બોલી, "મા, ભાત પીરસીયે ચાલોની."

દિગમ્બરી ચીડાઇને બોલી, "જરા સબૂર કર, બેટા."

રામ તે વેળા બેઠો હતો; એવો શાન્ત થઇ બેઠો હતો કે ઘરમાં આગ લાગે તોપણ ત્યાંથી તે ઉઠે નહિ. રામની છાતીમાં દબાયલો રોવાનો ઉભરો માથું ઉંચકવા લાગ્યો, પણ દિગમ્બરીએ સવારે તેના શબ્દોના નાકમાં બોલી ચાળા પાડયા હતા તેણે જાણે છાતી ઉપર પથ્થર દબાવી તે ઉભરાને બહાર નીકળવા ન દીધો. તે ન રોઈ શકયો, ન કહી શકયો, 'હવે નહિ કરૂં, ભાભી.' આ એક વચને અનેક આપત્તિ–વિપત્તિ વખતે બચી ગયો હતો. આજે તે વચન પણ મ્હોંમાંથી ન નીકળી શકવાને લીધે તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. એટલામાં નારાયણી કંટાળેલે અવાજે બોલી, "સુરો, એને કહે કે જાય."

આ વેળા તે રોવું દબાવી બોલી ઉઠયો, "એને કહે કે જાય! અમને ભૂખ નહિ લાગી હોય! કયારનું ખાધેલું તે."

નારાયણી જરા તપીને બોલી, "એકીવારે મારી નહિ નંખાઈ? તેમ કરત તો દશ હાથે ખવાત. હું નહિ જાણું. જા નેત્યની પાસે."

"નેત્યની પાસે નહિ જાઉં. હું કોઇની પાસે નહિ જાઉં —હું ન ખાઇ ભૂખ્યો સુઇ રહીશ" બોલી રામ પગ ધમધમ કરતો ઘર—ઓરડો ધ્રુજાવતો પોતાના ઓરડામાં જઇ સુઇ ગયો. નેત્ય કાંઇક ખાવાનું લઈ જઇને બોલી, "છોટાબાબુ ઉઠો, ખાઓ."

રામ કુદી ગર્જી ઉઠયો, "જા અહીંથી, બળ્યા મ્હોંની—જા." નેત્ય ખાવાનું રાખી ચાલી ગઈ. રામે થાળી પ્યાલો ખણુણુ કરી આંગણામાં ફેંકી દીધો.

સવારે શ્યામલાલ કામે ગયો ત્યારપછી રામ પોતાના આંગણામાં આંટા મારતો મારતો ગર્જવા લાગ્યો, "હું સોગન્દ માનતો નથી. વાહ ભારે મોટા સોગન્દ! એ કોણ જે મોટા સોગન્દ દે? એ શું મારા સગા મોટા ભાઇ છે? એ કોઇયે નથી. હું એમની વાત માનતો નથી. મેં શું એમને માર્યું હતું? બુઢ્ઢી ડાકણીને માર્યું હતું. એ તો છટકી જઈ ભાભીને વાગ્યું. ત્યારે તેમાં એ શા સારૂ સોગન્દ દેવા આવ્યા?"

આ બધી વાતોનો કોઇએ જવાબ દીધો નહિ. ઘડીક પછી તે સૂર બદલી બોલવા લાગ્યો, "ઠીક જ છે! સારૂં જ થયું છે તો! ન વાત કરી! ન ખાવાનું આપ્યું! મોજથી રાંધશું— ભાત, દાળ, સરસ સરસ શાક, મચ્છી—એકલા મોજથી પેટ ભરી ખાશું. આપણને શી ચિંતા છે!"

આ વાતનો પણ કોઇએ જવાબ ન દીધો. એટલે તે રસોડામાં જઈ થાળી, લોટા, વાટકા અફાળઠોક કરતો કામકાજ કરવા લાગ્યો. બૂમો પાડી ભોળાને ચાવલ અને દાળ ધોવાને કહ્યું, શાક મોળી લાવવાનું કહ્યું. બધું નેત્ય રસોડામાં મુકી ગઇ હતી. ભોળાને હુકમ કર્યો, "તું મારો ચાકર, પેલે ઘેર જઇશ મા. તે ઘરનું કોઇ પણ આ તરફ આવે તો તેનો પગ ભાંગી નાંખવો. સમજ્યો ભોળા, નેત્ય આવે તો ખરી એક વાર અહીં."

નારાયણી રસોડાના ઓટલા ઉપર ગુપચુપ બેઠી બેઠી સાંભળવા લાગી. દિગમ્બરી કુતૂહલથી વચમાં વચમાં ટટ્ટીના કાણામાંથી જોતી હતી. થોડી વારે મોટી દીકરીની પાસે આવી, હસવું દબાવી, ગુસપુસ બોલવા લાગી, "વાહ, બેટાની શી બુદ્ધિ છે! હવે એ સરસ તરકારી રાંધીને ખાશે! એક પિત્તળની તપેલીમાં લગભગ શેરેક ચોખા છલ્લોછલ ભરી ચૂલે ચાવ્યડા છે—તેમાં ચેંગળુંક પાણી નાંખ્યું છે. એક જણ ખાનાર અને દશનું રાંધ્યું છે. અને તેયે રંધાશે શી રીતે? બળીને ચચડી જશે. આવડી તપેલીમાં તે આટલા ચોખા ચડે, અને આટલા પાણીયે ચાલે? અને કહે છે કે રાંધવાની આવડત છે! રાંધીયે તો આપણે, પણ આવડત હાંકતાં તો આવડતું નથી! ભાત રાંધવાનો તેમાં આટલુંક પાણી, અને પછી તેને જોવાની જરૂર નહિ. એમને એમ જ ચડી જશે. રાંધેને જોઇયે મારી સાથે. લોકો ખાઇને કોનું સારૂં કહે જોઉં."

નારાયણી મ્હોં ફેરવી બેસી રહી. નેત્ય પાસે જ હતી. તે બોલી, "દિદિમાની તો વાત જુદી એણે શું કોઇ દિવસ એક લોટો પાણી હાથે લઇને પીધું છે જે આજે રાંધીને ખાશે?"

તે બહુ જુની દાસી હતી. તેને આ બધું ઠીક લાગતું ન હતું.

માની દેખાદેખી સુરધુની પણ ટટ્ટીના બાંકામાંથી જોતી હતી. કલાકેક પછી દોડતી આવી દિદિનો હાથ પકડી ખેંચવા લાગી. "ઓ દિદિ, ચાલો ને જુઓ તો ખરાં. રામ દાદા—ઓ મા—તદ્દન કાચો ભાત ખાય છે. બીજું કશું નથી. દિદિ, એકલો ભાત જ! હેં ભાભી, કાચા ભાતે પેટમા નહિ દુખે?"

નારાયણી તેનો હાથ છોડાવી તેને આઘી ખસેડી પથારી પર જઇને પડી. કેટલાં દુઃખે, કેટલી ભૂખનો માર્યો તે આવું ખાવા બેઠો હતો તે વાત તેને અજાણી ન હતી. બપોરે શ્યામલાલ જમી ગયો. દિગમ્બરી બોલવા લાગી, " જેટલું ખવાય તેટલું. બે કોળીયા ખાઇલેની નારાણિ! પેલાના મારવાથી તાવ જેવું જણાય છે—પણ એવા તાવમાં તો ખવાય. કશું નહિ થાય, ખાની."

નારાયણી જાડી ચાદર માથે મ્હોડે • ઓઢી સારી પેઠે સોડીઓ તાણી સુઇને બોલી, " મને પજવો નહિ બા. તમે લોકો ખાઇ લો "

દિગમ્બરી બોલી—ભાત ન ખાય તો બે રોટલી કરી આપું, નહિ તો—

નારાયણી—ના, કશું નહિ.

દિગમ્બરી આશ્ચર્યચકિત થઇ બોલી, " એ તે વળી શી વાત? કાલની ઉપવાસી છે, આજે બે કોળીયા ન ખાય તે કેમ ચાલે ?"

નારાયણીએ જવાબ ન દીધો. નેત્યે આવી કહ્યું, " તમે મફતનાં બકી રહ્યાં છો, દિદિમા. અહીં ઉભાં રહી ચીસ પાડો તોયે એમને ખવડાવી ન શકશો. તાવ આવ્યો છે. જરા સુવા દો."

દિગમ્બરી ચાલી ગઇ—જતાં જતાં બોલતી ગઈ, "કોણ જાણે, બાપુ, વાગવાથી જરા તાવ આવે તેમાં તે માણસ ઉપવાસી રહેતાં હશે વારૂ ? અમારાથી તો નહિ રહેવાય."

સાંજે નારાયણી પાછી રસોડાને ઓટલે જઇને બેઠી. અને જેટલી વાર નેત્યની સાથે આંખ મળી તેટલી વાર કાંઇક બોલવા જતાં જતાં ન બોલી.

રામ નિશાળેથી આવી, હાથ મ્હોં ધોઇ, દુકાનેથી ગોળ દીધેલા મમરા વેચાતા લઇ આવ્યો. ખાતાં ખાતાં મોટેથી બોલ્યો, "મને શું નુકશાન થયું ? ભાત ખાઇને નિશાળે ગયો, હવે આવીને કેવો ખાઉં છું !"

ટટ્ટીની પેલી બાજુએ બધાં બેઠાં છે એમ તે જાણતો હતો. પણ સવારની માફક હમણાં પણ કોઈએ જવાબ ન દીધો જોઇ તે વધારે બ્હાવરો બની ગયો. ત્રાંટો પાડી બોલ્યો, "આ બાજુ મારી હદ છે. કદિ નેત્ય કે કોઇ પણ મારી હદમાં આવે તો પગ જ ભાંગી નાંખુને."

આ પગ ભાંગી નાંખવાનો ભય તે આ પહેલાં બતાવી ચૂક્યો હતો. તે વેળા જેમ તે ધમકીનું કશું પરિણામ નિપજ્યું ન હતું, તેમ આ વેળા પણ ન નીપજ્યું. કોઇ એ ધમકીથી ડરી ગયું કે કેમ તેની પણ ખબર પડી નહિ. દીવા વખતે દીવો સળગાવી તે રસોડામાં જઈ ફરી કલ્પાંતપીટાં કરવા લાગ્યો, "મને લાકડાં ક્યાં આપ્યાં છે, હું રાંધીશ શી રીતે ? મને ખલ અને પથરો ક્યાં આપ્યાં છે કે હું મસાલો વાટું ? પેલા ઘરમાંથી નેત્ય બોલી, "મા કહે છે કાલે ખલપથરો વેચાતો લાવી દેશે."

"ના મારે ખરીદેલો ખલપથરો જોઇતા નથી." કહી તે રોઇ ઘરમાંથી ચાલ્યો ગયો.

થોડી વારમાં પાછો આવી બોલ્યો, "શા સારૂ મારા ગણેશને પકડાવી ? શા માટે નાકમાંથી બોલી એ ઠીચરીએ અમને ચાળા પાડયા ? મેં ગાળ દીધી'તી તે સારૂં જ કર્યું હતું—એ પેલે અવતાર ડાકણ થશે."

દિગમ્બરી ઘાંટો પાડી બોલી, " સાંભળ્યું નારાણિ; સાંભળ્યું. આ મ્હોંમાં આંગળી ઘાલીને ઝગડો કરવા જેવું નથી કે ?"

નારાયણી ચુપચુપ બીજી બાજુ જોઇ રહી હતી, તે જ બાજુ જોઇ રહી.

## ૫

બીજે દિવસે સવારથી રામનું બોલવું–ચાલવું બદલાઇ ગયું. બરોબર બે દિવસ થયા તોયે ભાભીએ બોલાવ્યો નહિ, વાત કરી નથી, ખાવાનું આપ્યું નથી; આવું તો તેણે કદિ જાણ્યુંજોયું ન હતું. આજે તેને ખરેખરો ડર લાગવા માંડ્યો હતો. પ્રથમ તો તેણે રસોડાના ઉમરા ઉપર બેસી અનેક રીતના અવળા સવળા ખુલાસા આપવા માંડ્યા. એક વાર બોલ્યો, "બિલાડીને મારવા જતાં જમરૂખ છટકી ગયું હતું;" બીજી વાર બોલ્યો, "હાથમાંથી છટકી જઇ ભાભીને કપાળે લાગ્યું હતું;" પછી બોલ્યો કાચાં જમરૂખ તોડીને ફેંકી દેતો હતો." વળી એક વાર બોલ્યો, "મેં તો કોઈને ગાળ દીધી નથી;" બીજી વાર બોલ્યો, "ગોવિન્દને દીધી હતી." વળી બોલ્યો, "ભોળાને દીધી હતી." પણ કોઇ પણ રીતે કાજ સર્યું નહિ. પેલી તરફથી કોઇએ જવાબ દીધો નહિ, કોઇએ ઇનકાર કર્યો નહિ, 'હા' 'ના' કશું કોઇએ કહ્યું નહિ. એક વાર બહુ કષ્ટે, લાજ શરમ છોડી બોલ્યો, "હવે કદિ નહિ કરૂં." આટલું બોલી નાંખ્યા છતાં પણ જ્યારે કશું વળ્યું નહિ, ત્યારે તે બોલવાનું બંધ કરી રોવા લાગ્યો. શા ઉપાયે, શી રીતે, કેમ કરીને ભાભીને પ્રસન્ન કરવી ? ભાભી અને બીજાંઓએ જુદો કાઢ્યો;

હવે ખાવું કયાં ? કોની સાથે, શી રીતે રહેવું ? કોઈ બાજુએ તેને આરો દેખાયો નહિ. આજે તેણે રાંધવાની ભાંજગડ ન કરી, નિશાળેયે ન ગયો, ઘરમાં જઇ સુઈ રહ્યો.

છાનાછાના રોઇને જ ગઈ રાત્રે નારાયણીને તાવ ચડ્યો હતો. બપોરે દિગમ્બરીએ એક વાટકો દૂધ લઇ જઈ કહ્યું, "પીવું જ પડશે. શું ન ખાઇને મરવું છે ?" નારાયણી તેની સાથે કશી પંચાતમાં ન પડી. દૂધનો વાટકો લઈ, થોડું પી, વાટકો નીચે રાખી પાસું ફરીને સુઇ ગઇ. 'ના' 'ના' કરી નકામું મોં દુખવવાનું તેને કંટાળો આવતો હતો.

રાત્રે નવ વાગ્યા હશે. ત્યારે નેત્ય આવીને અળગે અળગે બોલી, "મા, છોટાબાબુની તો કોઇ બોલ કે ચાલ કશી સંભળાતી નથી. રાત તો બહુ થઈ."

નારાયણી દુઃખથી બેઠી થઇ રોઈ પડી. "જા તો, વ્હાલી મારી, જોઇ આવ. તે ઘરમાં છે કે નહિ"

નેત્યની આંખમાં પાણી આવ્યાં. હાથ વડે આંખ લૂછી. બોલી, "મારી તો જવાની હિમ્મત ચાલતી નથી, મા." બોલી બહાર જઇ ભોળાને બોલાવી લાવી. ભોળાએ ખબર આપી, "દા'ઠાકુર ઘરમાં છે, સુતા છે."

નારાયણી નિઃશબ્દે બે હાથ જોડી કપાળે અડાડી * ચાદર માથે મ્હોડે ઓઢી પાછી સુઇ ગઇ. બીજે દિવસે પ્રભાત થયા પહેલાં સ્નાન કરી આવી તેણે આંધરણ ચડાવ્યું.

રસોઈ લગભગ અર્ધી થવા આવી, ત્યારે દિગમ્બરી ઉઠીને બધો રંગ જોઈ ચકિત થઇ ગઇ. કર્કશ સ્વરે પ્રશ્ન કર્યો,

---

* પ્રભુનો પાડ માનવા માટે.

" તને તો તાવ આવે છે ને, નારાણિ ! તેં ત્રણ દિવસ થયાં ખાધું નથી ! મળસ્કામાં ઉઠી સ્નાન કરી આવી આ શું માંડયું છે ? કહે તો ખરી."

નારાયણી સ્વાભાવિક મૃદુ કંઠે બોલી, " રાંધું છું, જુઓ તો છોને.'

" જોઉં તો છું, પણ શા માટે ? શા માટે તે તો કહે. શું તું મારૂં રાંધેલું નહિ ખાય ? "

નારાયણીએ જવાબ દીધો, નહિ. કામે વળગી.

કાલે આખો દિવસ રામ માત્ર એટલો જ વિચાર કરતો હતો કે ભાભીને ન જાણે કેટલું વાગ્યું હશે ! એક કાચું જમરૂખ લઇ વારંવાર કપાળ ઉપર ઠોકી, કેટલું સખ્ત વાગે છે તેનું માપ કાઢવાનો પ્રયત્ન કરી, તે આખરે વિચારતો હતો કે શું કરવાથી આ પાપને ધોઇ શકાય. વિચાર કરતાં કરતાં તેને યાદ આવ્યું કે કેટલાક દિવસ ઉપર ભાભીએ તેને અહીં રહેવાની મના કરી હતી. તેણે નક્કી કર્યું કે ક્યાંક ચાલ્યો જાઉં તો ભાભી રાજી થશે. તેના મામાનું ઘર તારકેશ્વરની પેલી તરફ હતું, પણ તે ક્યાં, તે તે જાણતો ન હતો. તે તરફ જઇને શોધી લેવાશે એવો સંકલ્પ કરી, તે એક નાનકડી પોટલી બાંધી પ્રભાત થવાની રાહ જોતો બેસી રહ્યો.

નારાયણી રાંધીને એક થાળીમાં બધું પીરસતી હતી. બારણા પાસે આવી ભોળાએ બૂમ પાડી, " મા "

નારાયણી પાછું ફરી ભોળાને જોઇ બોલી, " કેમ રે ભોળા ? "

આ કેટલાક દિવસ થયાં તે ઢોર ચારવા જતો ખરો, પણ રામના ડરે અંદર આવતો નહિ. ભોળો હળવે હળવે બોલ્યો, " મા. જરા આવો, કાનમાં વાત કહું. "

નારાયણી પાસે આવતાં જ તે ગુસપુસ બોલ્યો, "તમે જે કહેતાં હતાં, મા, તેમજ થયું. બે રૂપીયા આપો તો—"

નારાયણી ન સમજી પૂછવા લાગી, "શું થયું રે? રૂપીયા કોને આપવાના છે?"

ભોળો જરાક આશ્ચર્યમાં પડી બોલ્યો, "તમે દા'ઠાકુરને ચાલ્યા જવાનું કહ્યું હતું ના! તે ચાલ્યા જવાને રાજી છે. વારૂ, બે નહિ તો એક આપો."

નારાયણી વ્યાકુળ થઇ બોલી, "ક્યાં જવા રાજી છે? તે છે ક્યાં?"

ભોળો બોલ્યો, "બહાર ઝાડ તળે ઉભા છે. તારકેશ્વર મહાદેવની પેલી તરફ ક્યાંક તેના મામાનું ઘર છેને."

"જા, ભોળા, ઝટપટ બોલાવી લાવ તેને. કહે હું બોલાવું છું."

ભોળો દોડચો. નારાયણી સડક થઇ ઉભી રહી.

થોડી વારમાં રામ એક નાનકડી પોટલી હાથમાં લઇ પાસે આવતાંની સાથે જ, નારાયણી કશું બોલ્યાચાલ્યા વિના તેનો હાથ પકડી ઘરમાં ખેંચી લઈ ગઇ.

આઘેથી દિગમ્બરી રામને રસોડામાં જતો જોઇ, સારી પેઠે વહેમાઈ જઈ, ઉતાવળે પગલે ઘરમાં જઇને જોયું તો પીરસેલી થાળીની સામે નારાયણીને ખોળે બેસી રામ તેની છાતીમાં મ્હોં સંતાડી બેઠો છે અને તેના માથા ઉપર, પીઠ ઉપર, નારાયણીની આંખમાંથી આંસુની ધારા ચાલી રહી છે. આભી બની, ઘડીક વાર જોઇ રહી તે બોલી, "ઓહો, તેથી જ તો આ બધી રસોઇ થઈ રહી હતી! ખવડાવવાની લાગે છે!

મારા જમાઇએ જે આટલા ભારી સમ દીધા તે તો જાણે ધોવાઇ ગયા ? ”

નારાયણી તેની સામે જોઇ બોલી, “ધોવાઇ શેના જાય બા ? તેમની વાતો મેં નથી માની એમ નહિ, ત્રણ દિવસ ખાધું નહિ, અને ખાવાયે દીધું નહિ. ”

દિગમ્બરી તપીને બોલી, “ નહિ માની તો શું ? આ શું થઇ રહ્યું છે ? જેણે સોગન્દ દીધા છે તેની એક વાર રજા લેવાની જરૂર નહિ, કેમ ? ”

નારાયણી જાણે ને એક સખ્ત સપાટો વાગ્યો હોય તે સહન કરી લઇ બોલી, “ રજાયે લેવાઈ ગઇ છે.”

દિગમ્બરીએ ન માન્યું. વધારે ચીડાઈ બોલી, “હું નાની કીકલી નથી નારાયણી ! રજા લીધી અને મને ખબર ના પડી ! ”

હવે નારાયણીથી નહિ રહેવાયું. તે પણ કઠણ થઇ બોલી, “ તમે શું જાણો બા, મેં કોની પાસે શી રજા લીધી ? બા, જેને મ્હોં હોય તે સમ દઈ શકે છે, પણ—” કહી અતિશય વહાલમાં રામનું લજ્જિત મુખ જોરથી છાતી ઉપરથી ઉંચું કરી, તેના કપાળે ચુમ્બન કરી બોલી, “પણ જેને ખોળામાં લઈ આવડોક હતો ત્યારથી ઉછેરી મોટો કરવો પડે તે જ જાણે કે રજા, ક્યાંથી, શી રીતે આવે. તમારે તેની ચિંતા ના કરવી, બા. હમણાં જરા મારી આગળથી જાઓ. બે કોળીયા ખવાડી લઉં. એ મારો ત્રણ દિવસનો ભૂખ્યો છે. ”

બોલતાં બોલતાં તેની આંખમાંથી ફરી આંસુ પડવા લાગ્યાં. દિગમ્બરી ઘડીક થોભી જઈ બોલી, “ ત્યારે હવે

મારાથી અહીં શી રીતે રહેવાય ? આજે તને હવે ચોખ્ખું કહી દઉં છું કે મારાથી આ ઘરમાં નહિ રહેવાય. ”

નારાયણી—હું પણ એ વાત તમને મ્હોં ફોડીને કહી શકી નથી, બા. સાચે જ તમારાથી અહીં નહિ રહેવાશે. તમારી નજરે ને નજરે મારો આવડો મોટો છોકરો અધો થઇ ગયો છે. એ દુષ્ટ હોય કે ગમે તે હોય, મારા જ ઘરમાં મારી આંખ આગળ કોઇને હું એના ઉપર આંગળી અડાડવા નહિ દઉં. આજ તમે રહો, પણ કાલે ઘેર જજો. તમારે માટે ખરચ-પાણીની હું પૂરેપૂરી જોગવાઇ કરીશ, પણ હવે અહીં તમારાથી નહિ રહેવાય.

દિગમ્બરી સડક થઈ જઇ, થોડી વારે ધીરે ધીરે બહાર ચાલી ગઇ. રામ છાતીમાં ને છાતીમાં મ્હોં રાખી ધીરે ધીરે બોલ્યો, “ ના ભાભી, એમને રહેવા દો. હું સારો થયો છું, મારામાં ડહાપણ આવ્યું છે. વળી એક વાર તમે જોજો.”

નારાયણી ફરી એક વાર તેનું મુખ ઉંચું કરી લલાટે ચુમ્બન લઈ અશ્રુભીની આંખે મૃદુ હાસ્ય કરી બોલી, “હવે તું જમ. ”

---

# બાબહેન

## ૧

કેષ્ટોની મા ધાણીચણા શેકી, અનેક ચેતરાં કરી માગીભીખા, અનેક કષ્ટે કેષ્ટોધનને ચૌદ વરસનો કરી મરી ગઇ, ત્યારે ગામમાં તેને ક્યાંયે ઉભા રહેવાનું સ્થાન ન રહ્યું. સાવકી બહેન કાદમ્બિનીની સ્થિતિ સારી હતી. સૌએ કહ્યું, "જા, કેષ્ટો, તારી મોટી બહેનને ઘેર જઇને રહે. તે મોટું માણસ છે, સુખે ત્યાં રહેશે, તું જા."

માના મરણના દુઃખે કેષ્ટોએ રોઈ રોઈ તાવ આણ્યો. આખરે સારો થઇ ભીખ માગી શ્રાદ્ધ કર્યું. પછી બોડે માથે એક નાનકી પોટલીમાં પોતાનું બધું બાંધી, મોટી બહેનને ઘેર—રાજહાટ જઈ ઉભો રહ્યો. દિદિ તેને ઓળખતીયે ન હતી. ઓળખાણ કાઢી અને આગમનકારણ જાણી તદ્દન અગ્નિમૂર્તિ થઈ ઉઠી. તે પોતાની રીત પ્રમાણે, પોતાનાં બચ્ચાં કચ્ચાં લઇ ઘર માંડી રહેતી હતી, ત્યાં વળી આ શી પીડા?

પળીયાનો જે ડોસો કેષ્ટોને રસ્તો બતાવવા તેની સાથે આવ્યો હતો તેને કાદમ્બિની ખુબ કડવા એક બે બોલ

સંભળાવી બોલી, " ન જાણ્યો મોટો મહેમાન મારે ઘેર બોલાવી લાવ્યા. પેટ ભરવા માટે કેમ !" સાવકી માને ઉદ્દેશીને બોલી, " કમજાત જીવતી હતી ત્યારે તો એક દિવસ મારી ખબરે નહોતી લીધી, હવે મરી જઈ દીકરો મોકલી ખબર લઈ રહી છે. જાઓ બાપુ, તમે પારકાના છોકરાને પાછો લઈ જાઓ—એ બધી ઉઠવેઠ મારાથી નહિ થાય."

બુઢ્ઢો જાતનો હતો હજામ. કેષ્ટોની મા તરફ તેને ભારે માન હતું, તેને 'માજી' કહીને બોલાવતો. એટલે આટલાં કડવાં વેણે પણ ઉમરાએથી પાછો ન હઠયો. કરગરીને વિનંતિ કરી બોલ્યો, " મોટી બહેન, લક્ષ્મીનું ઘર છે તમારૂં. કેટલા નોકરચાકર, કેટલા ફકીરવેરાગી, કુતરાં બિલાડાં આ કુટુમ્બને આશરે પોષાય છે. આ છોકરો બે કોળીયા ખાઇ બારણે પડયો રહેશે, તમને ખબરે પડવાની નથી. બહુ ઠંડો, ડાહ્યો છોકરો છે. મોટી બહેન ! ભાઇ તરીકે નહિ લો તો દુઃખી અનાથ બામણનો છોકરો સમજીને તો ઘરને એક ખૂણે પડી રહેવા દો, મોટી બહેન."

આવી સ્તુતિથી પોલીસના દરોગાનું હૈયુંયે પલળે, તો કાદમ્બિની તો શી રહી ! એટલે તે તે વેળા તો ચૂપ રહી. બુઢ્ઢો કેષ્ટોને આઘે લઇ જઈ બે શિખામણ આપી, બે આંસુ લૂછી વિદાય થયો. કેષ્ટોને આશ્રય મળ્યો.

કાદમ્બિનીના સ્વામી નવીન મુકર્જીને અનાજ—ચાવલની આડત હતી. બાર વાગ્યા પછી ઘેર આવી કૃષ્ણા તરફ વક્ર કટાક્ષ નાંખી, જોઇ, તેણે પૂછયું, "આ કોણ ?" કાદમ્બિનીએ મ્હોં ચડાવી જવાબ દીધો, "તમારો સાળો—એ તો સાળો

તમારો. રાખો એને, ખવડાવો પીવડાવો, પહેરાવો ઓઢાડો ને મોટો કરો; પરમાર્થ થશે."

નવીનને સાવકી સાસુના મરણની ખબર મળી હતી, એટલે બધી વાત સમજી ગયો. બોલ્યો, "એમ કે ! વાહરે, ખાસો નક્કર શીશમ જેવો ગોળ મટોળ છે ને !"

સ્ત્રી બોલી, "ખાસો કેમ ન હોય ? બાપ મારા જે કાંઇ માલમત્તા મુકી ગયા હતા તે બધી પેલીએ એના પેટમાં સંતાડી છે. મને તો તેમાંની એક કાણી કોડીયે ન મળી." કહેવાની જરૂર નથી કે આ માલમત્તામાં એક માટીનું ઘર, અને તેની સાથે એક પપનસનું ઝાડ એટલું હતું. ઘરમાં વિધવા બિચારી મ્હોં સંતાડી રહેતી, અને પપનસ વેચી છોકરાની નિશાળની ફીની જોગવાઈ કરતી. નવીન ક્રોધ દબાવી બોલ્યો, "કાંઇ કસર નહિ."

કાદમ્બિની બોલી, "વાહ ! કસર હોય વળી ? અને સાળો જો ! એટલે પાછો તેને રીતે રાખવો પડશે ! એટલે આપણા પાંચુગોપાળના ભાગમાં બે વેળનું અન્ન આવે તોયે પાડ ! નહિ તો ગામમાં અપજશની દુહાઇ પીટાશે." બોલી પાસેના ઘરના બીજા માળના ઓરડાની અમુક એક બારી ખુલ્લી હતી તે તરફ કરડી આંખ કરી અગ્નિવૃષ્ટિ નાંખી. આ ઘર હતું તેની દેરાણી હેમાંગિનીનું.

કૃષ્ણો બાપડો વરંડાની એક કોરે માથું નીચું ઘાલી, બેસી લાજથી મરી જતો હતો. કાદમ્બિની ભંડારમાં જઈ એક નાળીયેરની કાચલીમાં થોડું તેલ લાવી, તેની આગળ ધરી બોલી, " હવે એવાં ખોટાં આંસુ ના પાડો. જાઓ, તળાવમાં ડુબકી મારી આવો. તેલફુલેલ લગાવવાની ટેવ તો નથી શું ?" સ્વામીને ઉદ્દેશી ઘાંટો પાડી બોલી, " તમે અસ્નાન

કરવા જાઓ ત્યારે બાજુને બોલાવી જજો. નહિ તો ડૂબી ગયા બચા તો આખા ઘરના હાથે બેડી પડશે."

કૃષ્ણો જમવા બેઠો હતો. તે સ્વાભાવિક રીતે ભાત જરા વધારે ખાતો. તેમાં ગઈ કાલે પાછલા પહોર પછીનું ખાધું ન હતું, આજે આટલું ચાલીને આવ્યો હતો, અને જમવાનુંયે મોડું થયું હતું. અનેક કારણે થાળીમાંથી ભાતનો દાણેદાણો પૂરો કર્યા છતાં તેની ભૂખ મટી નાહ. નવીન પાસે જમવા બેઠો હતો. થાળી ખાલી જોઇને સ્રીને કહ્યું, " કૃષ્ણાને થોડો ભાત મુક તો." " મુકું છું," કહી કાદમ્બિની ઉઠીને છલોછલ ભરેલી એક થાળી ભાત લઈ આવી અને બધો તેની થાળીમાં ઠાલવ્યો. ખડખડ હસીને બોલી, " થયું હવે! આ હાથીનો ખોરાક હરરોજ પૂરો પાડતાં આપણી તો કોઠીઓ ખાલી થશે! સાંજે દુકાનેથી બે મણ જાડા ચોખા મોકલી આપજો, નહિ તો દેવાળું કાઢવું પડશે, આ કહી દઉં છું તમને."

મર્મભેદી લજ્જાથી કૃષ્ણાનું મ્હોં વધારે નીચું નમ્યું. તે પોતાની માનો એકનો એક છોકરો હતો. દુઃખીયણ મા પાસે ઝીણા ચોખા ખાવા પામ્યો હતો કે નહિ તે તો કોણ જાણે, પણ પેટ ભરી ભાત ખાવાના વાંકે કદિ તેને લાજથી નીચું મ્હોં ઘાલવું પડયું ન હતું એ તો નક્કી છે. તેને યાદ આવ્યું, ખાતું હોય તેના કરતાં હજારગણું ખાય તોપણ માનો જીવ તૃપ્ત થતો ન હતો. તેને યાદ આવ્યું, પેલે દહાડે કનકવા અને માંજો લેવાને માટે થોડો ભાત વધારે ખાઇને તેણે મા પાસે પૈસા મેળવ્યા હતા.

તેની બન્ને આંખને ખુણેથી મોટાં મોટાં આંસુનાં ટીપાં ભાતની થાળીમાં નિઃશબ્દ ઝરવા લાગ્યાં, અને તે જ ભાત

તે માથું નીચું ઘાલી ગળવા લાગ્યો. ડાબો હાથ ઉપાડી આંખ લૂછવાનીયે હિમ્મત ચાલી નહિ, રખેને મોટી બહેનની નજર પડે ! થોડી વાર પહેલાં જ ખોટું ખોટું રડવાના વાંક માટે તેણે ઠપકો ખાધો હતો. એ જ ભયે તેના પારાવાર માતૃશોકને પણ ઉભો થતો દાબી રાખ્યો.

૨

બાપીકા ઘરના બન્ને ભાઇઓએ ભાગ વહેંચી લીધા હતા. પાસેનું એ માળનું ઘર વચલા ભાઇ વિપિનનું હતું, નાનો ભાઇ ઘણા વરસ ઉપર મરી ગયો હતો. વિપિનનો પણ અનાજ-ચાવલનો વેપાર હતો. તેની અવસ્થા પણ સારી હતી. પણ મોટા ભાઇ નવીનના જેવી નહિ. છતાં એનું ઘર પણ બે માળનું હતું. વચલી વહુ હેમાંગિની શહેરની સ્ત્રી હતી. દાસી ચાકર રાખી, લોકોને જમાડી, ઠાકઠમાળમા રહેવાનો શોખ હતો. પૈસા બચાવી ગરીબીમાં રહેવાને રાજી ન હોવાને લીધે ચારેક વર્ષ ઉપર બન્ને દેરાણી જેઠાણી લડીવઢી જુદી થઇ હતી. ત્યાર સુધીમાં છચોક વઢવાડ પણ અનેક વાર થયેલી, અનેક વાર પાછી રહાટ વ્હાટ થયેલી, છતાં એકબીજાની વચ્ચેની ખટાશ કદિ મટી ન હતી. કારણ તે ખટાશ મટાડવી એ જેઠાણી કાદમ્બિનીના એકલી-ના હાથમાં હતું. તે પાકી થયેલી હતી એટલે બરોબર સમજતી હતી કે ફુટેલું હાલ્લું સંધાય નહિ; પણ દેરાણી એટલી પાકી ન હતી એટલે તેને એ સમજે ન હતી. ઝગડો પ્રથમ તે જ કરી નાંખતી. પણ તે મટાડવાને માટે, વાતો કરવા માટે, ખવાડવા માટે, અંદર અંદરથી મુંઝાઇ એક દિવસ આસ્તે આસ્તે પાંસે જઇને બેસતી. આખરે બે હાથની વચ્ચે ત્રીજું માથું કરી, રોઇ કકળી, વાંક કબુલ કરી જેઠાણીને પોતાને ઘેર લઇ જઇ

વહાલ કરતી. આવી રીતે દેરાણી જેઠાણીના કેટલાયે દિન વીત્યા છે.

આજે ત્રણ સાડાત્રણ વાગે હેમાંગિની આ ઘરમાં આવીને ઉભી રહી. કુવાના થાળામાં બેસી તડકે "કૃષ્ણો સાબુ દઈને એક ઢગલો કપડાં ધોતો હતો. કાદમ્બિની દૂર ઉભી ઉભી ઓછે સાબુએ અને વધારે હાથના જોરે કપડાં ધોવાની કળા શીખવતી હતી. દેરાણીને જોઈને જ બોલી ઉઠી, " અલિ ! આ છોકરો એવાં તો મેલાંદાટ કપડાં લઈને આવ્યો છે ! "

વાત સાચી હતી. કૃષ્ણાના જેવું લાલ કાનીનું ધોતીયું પહેરી અને ઉપરણું ઓઢી કોઈ બહેનને સાસરે જાય નહિ. એ બન્ને તો ધોવાનાં હતાં જ, પણ, ધોબીને ન આપવાને લીધે વધારે ધોવાજોગ તો થયાં હતાં પુત્ર પાંચુગોપાળનાં ત્રણ ચાર અને તેના પિતાનાં ત્રણ ચાર.' કૃષ્ણો ભાગજોગે હમણાં તે જ ધોતો હતો. હેમાંગિની તો એક આંખ નાંખતાની સાથે જ સમજી ગઈ કે કપડાં કોનાં છે. પણ તેનો ઇશારો ન કરતાં પૂછયું, " આ છોકરો કોણ દિદિ? " આ પહેલાં પોતાના ઘરમાં બેઠાં આડી નજર કરીને, તે બધું જાણી ગઈ તો હતી જ. દિદિ ગુંચવણમાં પડી છે એમ જોઈ પાછી બોલી, "વાહ ! સુન્દર છોકરો છે ! મ્હોંની છબિ તો તમારા જેવી જ છે દિદિ. મારા જાણ્યામાં તમારે પીયેર કોઈ નથી કેમ ? " કાદમ્બિનીએ કસાણું, ચઢેલું મ્હોં કરી જવાબ આપ્યો, " હંઅ. મારો સાવકો ભાઈ. અરે કૃષ્ણા તારી બાબહેનને પગે તો લાગ. હાય, હાય ! કેવો અનાડી છોકરો છે ! મોટરાંને પગે લાગવું જોઈયે તેયે તારી જાણુતી ન શીખવી ગઈ? "

કૃષ્ણો હાંફળો ફાંફળો ઉઠીને આવી કાદમ્બિનીને જ પગે પડવા જાય છે ત્યાં તેણે ધમકાવી નાંખ્યો, " મુઓ તું થતો.

બ્હેરા મૂગો છે શું? કોને પગે લાગવાનું કહ્યું અને કોને આવીને પગે લાગ્યો !"

સાચે જ આવ્યો ત્યારથી હાલતાં અને ચાલતાં તિરસ્કારથી તેની હાડછેડ થયા કરવાને લીધે તેનું મગજ ખરાબ થઇ ગયું હતું. તેની ઝાળથી ગભરાઇ, દિઙ્‌મૂઢ બની હેમાંગિનીના પગ આગળ આવી તેણે માથું નમાવ્યું કે તરત જ તેણે હાથ વડે ઉઠાડી તેને ચિબુકસ્પર્શ કરી આશીર્વાદ દીધો, "થયું, થયું, ભાઇ, જીવતો રહેજે." કૃષ્ણો મૂઢની માફક તેના મ્હોં સામું જોઈ રહ્યો. આ મુલકમાં આવી રીતે કોઇ બોલી શકે છે એ જાણે તેના મનમાં જ ઉતરી શક્યું નહિ.

તેના તે કુંઠિત, ભીત, અસહાય મુખ સામે જોતાં વાર જ હેમાંગિનીનું અંતર જાણે આઘાત લાગી રોવા લાગ્યું. પોતાનો ઉભરો ન રોકી શકવાથી તરત જ તે હતભાગ્ય અનાથ બાળકને તેણે પોતાની છાતી સરસો ચાંપ્યો, તેનું થાકેલું પરસેવાથી ગળતું કપાળ પોતાના લુગડાને છેડે લૂછયું, અને જેઠાણીને કહ્યું, "અરે રે, એની પાસે તે કપડાં ધોવરાવાય દિદિ? એક માણુસ કેમ નથી રાખી લેતાં?"

કાદમ્બિની સડક જ થઈ ગઈ, તરત જવાબ ન દઇ શકી; પણ ક્ષણમાં સાવધ થઇ, ચીડાઇને બોલી, "અમે કાંઈ તમારા જેવાં મોટાં માણુસ થોડાં જ છીયે જે મારા ઘરમાં દશ વીશ દાસી ચાકર હોય. અમારા ધરીશના ઘરમાં તો—"

વાત પૂરી થાય તે પહેલાં જ હેમાંગિનીએ પોતાના ઘર તરફ જોઇ પોતાની છોકરીને બોલાવીને કહ્યું, "ઉમા શિવુને જરા આ ઘેર મોકલ તો, મા, મોટા ભાઇ અને પાંચુના મેલાં કપડાં તળાવે ધોઇ લાવી સૂકવી દે." જેઠાણીના તરફ ફરીને

બોલી, " આ વેળ કૃષ્ણો અને પાંચુગોપાળ મારે ઘેર જમશે, દિદિ. નિશાળેથી આવે કે તેને મોકલજો, તેટલી વાર હું આને લઈ જાઉં છું." કૃષ્ણાને કહ્યું, " એમની માફક હું પણ તારી દિદિ થાઉં કૃષ્ણા, ચાલ મારી સાથે." કહી તેનો હાથ પકડી પોતાને ઘેર ગઈ.

કાદમ્બિનીએ વાંધો લીધો નહિ. એટલું જ નહિ પણ હેમાંગિનીએ મારેલું આવડું મોટું મ્હેણું પણ મૂંગે મ્હોડે પચાવી ગઈ. કારણ એ હતું કે મ્હેણું મારનારી એક વેળનો ખરચ પણ બચાવી ગઇ હતી. કાદમ્બિની પૈસા આગળ આંધળી ભીંત હતી. દૂઝણી ગાય પાટુ મારે તો તે સહી લે એવી હતી.

૩

રાત્રે કાદમ્બિનીએ પૂછ્યું, "શું ખાઇ આવ્યોરે કૃષ્ણા ?" કૃષ્ણો શરમાઇ મ્હોં નીચું ઘાલી બોલ્યો, "લુચી" * "શેની સાથે ખાધી ? " કૃષ્ણો તેમનો તેમ રહી બોલ્યો, " લાલ મચ્છીના માથાનું શાક, સન્દેશ અને રસગુ—"

" એ હે ! વારૂ, મઝલી વહુએ મચ્છીનું માથું કોને પીરસ્યું હતું ?"

આ પ્રશ્નથી કૃષ્ણાનું મ્હોં એકદમ ફિક્કું પડી ગયું. ઉભો થયેલો છરો જોઇને દોરડે બાંધેલાં પશુના પ્રાણ જેમ ઉડી જાય, તેમ કૃષ્ણાની છાતીમાંથી પણ પ્રાણ ઉડી જવા લાગ્યા. તેને અચકાતો જોઈ કાદમ્બિની બોલી, " તારી થાળીમાં કેમ ?"

કોઈ ભારે ગુન્હેગારની માફક કૃષ્ણાએ મ્હોં નીચું ઘાલ્યું.

પાસે ઓટલા ઉપર બેસી નવીન હુક્કો પીતો હતો. કાદમ્બિની તેને ઉદ્દેશીને બોલી, 'ભકું, સાંભળો છ કે ?" નવીને "હંઅ" કરી હુંકે પતાવી, હુક્કાનો દમ મા્ર્યો.

---

* પુરી.

કાદમ્બિની ગરમ થઇ બોલવા લાગી, "સગી કાકી, પોતીકું માણસ ! તેનો વહેવાર તો જુઓ ! પાંચુગોપાળ મારો લાલ માછલીના માથાનું નામ સાંભળી ગાંડો ગાંડો થઇ જાય છે તે શું જાણતી નથી ? ત્યારે તેને શું સુઝયું જે તેની થાળીમાં ન પીરસતાં, તેણે અનાડીની થાળીમાં અમૃત પીરસ્યું ? અરે કૃષ્ણા, સન્દેશ, રસગુલ્લા ખુબ ધરાઇને ખાધાં ને ? સાત જનમમાં કદિ એ તે આંખેયે દેખ્યાં નહિ હોય." સ્વામીની તરફ જોઇને બોલી, "જેનું ભાતને ઠાંગરે પેટ ભરાય તેના પેટમાં લુચી સન્દેશ વળી શા ? પણ હું તમને કહી દઉં છું કે મઝલી વહુ કૃષ્ણાને બગાડે નહિ તો મને કુતરી કહીને બોલાવજો." નવીન ચૂપ રહ્યો. કારણ પોતાની સ્ત્રી જીવતી જાગતી છતાં મઝલી વહુ તેને બગાડી 'શકશે' એવી અસંભવ વાત તેના માન્યામાં નહોતી આવતી. પણ તેની સ્ત્રીને પોતાને વિષે વિશ્વાસ ન હતો; ઉલટો સોળ આની ભય હતો કે સાદી, સીધી, ભોળીભાળી સમજી ગમે તે તેને છેતરી લઈ શકે. એટલે નાના ભાઇ કૃષ્ણાની માનસિક ઉન્નતિ અને અવનતિ પ્રતિ તે દિવસથી તે ચાર આખ રાખવા લાગી.

બીજે જ દિવસથી બે ચાકરમાંથી એકને રજા આપવામાં આવી; કૃષ્ણો નવીનની અનાજની દુકાને કામ કરવા લાગ્યો. ત્યાં તે તોળતો, વેચતો, ચાર પાંચ કોસ પગે ચાલી નમૂના લઈ આવતો, બપોરે નવીન જમવા આવે ત્યારે દુકાન સંભાળતો. બપોર વેળાએ નવીન ખાઇપી, વામકુક્ષી કરી પરવારી દુકાને ગયા પછી કૃષ્ણો જમવા આવ્યો હતો. તે વેળા ત્રણ વાગ્યા હતા. કૃષ્ણો તળાવમાં ન્હાઇ આવી જુએ છે તો દિદિ સુતી હતી. તે વેળા તેને ભૂખ એવી કકડીને લાગી હતી કે

ાધના મ્હોમાંથી પણ કોળીયો કાઢી લાવવાની હિમ્મત કરે. ણુ દિદિને બોલાવી ઉઠાડવાની તેની હિમ્મત ચાલી નહિ.

રસોડાને ઓટલે એક કોરે ગુપચુપ દિદિની ઉંઘ ઉડવાની ‌ાશામાં તે બેઠો હતો. એકાએક સાદ સાંભળ્યો, "કૃષ્ણુ ?" ૧ સાદ તેના કાનને એટલો તો મધુરો લાગ્યો ! મ્હોં ઉંચું રી જોયું. બાબહેન તેના બીજા માળના દીવાનખાનાની ારીએ ઉભી હતી. કૃષ્ણુએ એક વાર તેના તરફ જોઇ હોં નીચું નમાવ્યું. થોડી વારે હેમાંગિની નીચે આવી, સામે ભી રહી પૂછવા લાગી, "કેમ આટલા બધા દિવસ થયાં 'ણુાતો નથી ? અહીં એમ ગુપચુપ કેમ બેઠો છે, કૃષ્ણુ ?" ાક તો ભૂખથી જ આંસુ આવતાં વાર ન લાગે, અને તેમાં ાાવો સ્નેહાર્દ્ર કંઠસ્વર, પછી શું પૂછવું ? તેની બન્ને ાંખમાંથી પાણી વહેવા માંડયું. તે નીચું ઘાલી બેસી રહ્યો, તર દઈ શકયો નહિ.

વચલી કાકીને બધાં છોકરાં ચાહતાં. તેનો અવાજ ાંભળી કાદમ્બિનીની નાની છોકરી ઘરમાંથી બહાર નીકળતાં ' બૂમ પાડી ઉઠી, "કૃષ્ણુ મામા, રસોડામાં તમારો ભાત કયો છે, જમી લો ને. બા ખાઇપીને સુતી છે." હેમાંગિની ક્રમૂઢ થઈ બોલી, કૃષ્ણો હજી જમ્યો નથી ? તારી મા ખીને સુતી છે શું ? હેં કૃષ્ણુ, આજે આટલું બધું મોડું મ થયું ?"

કૃષ્ણો નીચું જ ઘાલી રહ્યો. છોકરીએ જ તેના વતી જવાબ ધો, "કૃષ્ણુ મામાને રોજ જ આટલું મોડું થાય છે. બાપા ાાઇપીને દુકાને જાય ત્યારે તો એ ઘેર જમવા આવે." માંગિની હવે સમજી કે કૃષ્ણુને દુકાને કામે વળગાડવામાં

આવ્યો છે. તેને બેસાડી રાખી ખવાડવામાં આવે એવી આશા તો તે રાખતી ન હતી. પણ એક વાર વખત તરફ જોઇ, એક વાર આ ભૂખ્યાતરસ્યા બાળકના દેહ સામું જોઇ, તેની આંખમાંથી આંસુ આવ્યાં. લુગડાને છેડે આંખ લૂછતી લૂછતી તે ઘરમાં ચાલી ગઇ. ઘડીક પછી વાટકો ભરી દૂધ લઇ આવી. રસોડામાં પેસતાં જ ચમકી મ્હોં ફેરવી ઉભી રહી. કૃષ્ણો જમવા બેઠો હતો, એક પિત્તળની થાળીમાં ઠંડા, સૂકા ભાતનાં મામણાં હતાં. એક બાજું થોડી દાળ હતી, અને કંઇક તરકારી જેવું હતું. દૂધ મળ્યાથી તેનું કરમાયલું મ્હોં હાસ્યથી છલકાઈ ગયું.

હેમાંગિની બારણાની બહાર નીકળી ઉભી રહી. કૃષ્ણો ખાઇ રહી તળાવે મ્હોં ધોવા ગયો ત્યારે જરા ડોકીયું કરી જોયું તો તેની થાળીમાં એક કહેવાનો દાણો સુદ્ધાં ભાતનો ન હતો. ભૂખની જ્વાળામાં તેણે જે પીરસેલું હતું તે બધુંય સાફ કર્યું હતું.

હેમાંગિનીનો છોકરો લલિત પણ લગભગ કૃષ્ણાના જેવડો જ હતો. પોતે ન હોય તો પોતાના છોકરાની આવી અવસ્થામાં શી દશા થાય તેની એકાએક કલ્પના કર્યાથી રોવાનો ડૂમો તેના કંઠ આગળ આવી ઉભરાવા લાગ્યો, તેને દબાવી તે ઘેર ચાલી ગઇ.

૪

શરદીને લીધે હેમાંગિનીને મહીં મહીંથી તાવ આવી જતો, તે બે દિવસ રહી એની મેળે જ ચાલ્યો જતો. થોડા દિવસ પછી આ જ રીતે જરા તાવ આવવા જેવું જણાવાથી દીવા વખતે તે બિછાનામાં પડી હતી. ઘરમાં કોઇ ન હતું.

ઓચિંતાએક જણાયું કે જાણે કોઇક અતિશય સાવધાનતાથી કમાડની લાગમાં ઉભું રહી ડોકીયાં કરી રહ્યું છે. બૂમ પાડી, " કોણ રે ત્યાં ઉભું, લલિત ?"

કોઇએ જવાબ ન આપ્યો. ફરી બૂમ પાડી. લાગમાંથી જવાબ આવ્યો, " હું. " " હું કોણ ? આવ ઘરમાં આવીને બેસ." કૃષ્ણો ડરતો ડરતો ઘરમાં આવી દીવાલને અઢીંગીને ઉભો રહ્યો. હેમાંગિની ઉઠીને બેઠી થઈ. સ્નેહથી તેને પાસે બોલાવી પૂછ્યું, "કેમરે કૃષ્ણા ?" કૃષ્ણો જરા વધારે પાસે જઇ, પોતાના મેલા પોતીયાના છેડામાંથી અધપાકાં જમરૂખ બહાર કાઢી બોલ્યો, " તાવ ઉપર એ સારાં છે." હેમાંગિની આગ્રહથી હાથ લંબાવી બોલી, " ક્યાંથી લાવ્યો રે ? હું કાલની લોકોની કેટલીયે ખુશામત કરૂં છું, કોઇ નહિ લાવી શક્યું." કહી જમરૂખ સાથે જ કૃષ્ણાનો હાથ પકડી સોડમાં બેસાડ્યો. કૃષ્ણાએ શરમ અને હરખના શેરડા પડેલું મ્હોં નીચું કર્યું. આ જમરૂખની ઋતુ ન હતી, હેમાંગિની ખાવાને માટે પણ અધીરી રહી ન હતી, છતાં આ બે શોધી લાવવા માટે બપોરના વખતનો બધો તડકો કૃષ્ણાએ માથા ઉપર વેઠ્યો હતો. હેમાંગિનીએ પૂછ્યું, " હેં કૃષ્ણા, તને કોણે કહ્યું કે મને તાવ આવે છે ? " કૃષ્ણાએ જવાબ ન દીધો. " તને કોણે કહ્યું અલ્યા, જે મને જમરૂખ ખાવાનું મન છે. " કૃષ્ણાએ એનોયે જવાબ ન દીધો. પ્રથમ જે મ્હોં નીચું કર્યું તે ઉંચું કર્યું જ નહિ. છોકરો અતિશય શરમાળ અને બીરૂ સ્વભાવનો હતો તે હેમાંગિનીને પહેલેથી જ ખબર હતી. એટલે તેણે તેના માથા ઉપર હાથ ફેરવી, વહાલ કરી, "દાદા" કહી બોલાવી, બીજી અનેક યુક્તિ વડે તેનો ભય ભાંગી તેની પાસેથી

અનેક વાતો જાણી લીધી. ભારે શોધખોળ કરી જમરૂખ લાવવાની વાતથી માંડીને તે તેના ગામની વાત, તેની માની વાત, અહીં ખાવાપીવાની વાત, દુકાનમાં શું કામકાજ કરવું પડે છે તેની વાત,—એક પછી એક વિગતવાર સાંભળી લઈ, આંખ લૂછી બોલી, "આ તારી બાબહેનનાથી કશું છાનું ન રાખવું હો, કૃષ્ણ; જ્યારે જે જોઇયે તે ગુપચુપ આવીને લઇ જવું, હો. લઈ જશે ને ?"

કૃષ્ણાએ આનન્દથી માથું હલાવી કહ્યું, "સારૂં."

સાચો સ્નેહ કેવો થાય તે કૃષ્ણો દુઃખી મા પાસે શીખ્યો હતો.

આ બાબહેનમાં તેનો સ્વાદ ચાખી કૃષ્ણાનો રૂંધાઇ રહેલો માતૃશોક આજે ગળી, ઝરી ગયો. છૂટતી વેળા તે બાબહેનના ચરણની રજ માથે અડાડી જાણે હરખથી ધરતી પર પગ ન રહેતો હોય તેમ બહાર આવ્યો.

પણ તેની દિદિનો કકળાટ દિવસે દહાડે તેની વિરુદ્ધ વધતો જ જવા લાગ્યો. કારણ તે સાવકી માનો છોકરો હતો, તે નિરાધાર હતો—જરૂર જણાયે અપજશના ભયે તેને વિદાયે નહિ કરી શકાય, કોઇને આપીયે ન દેવાય. એટલે જ્યારે તેને રાખવો જ પડવાનો છે, ત્યારે જેટલા દિવસ તેનાં હાડકાં ટકી રહે ત્યાં સુધી કસી કસીને તેનું તેલ કાઢવું એ જ બરોબર.

ઘરમાં આવતાંની સાથે મોટી બહેને તેને લીધો, "આખી પાછલી પહોર દુકાન છોડી ક્યાં ગયો હતો રે, કૃષ્ણા ?"

કૃષ્ણો ચૂપ રહ્યો. કાદમ્બિની ભયાનક રૂપ ધારણ કરી બોલી, "બોલ જલદી." કૃષ્ણો તોપણ નિરુત્તર રહ્યો.

મૌનથી જેની રીસ ઉતારી શકાય તેવાં માણસોમાંની કાદમ્બિની ન હતી. એટલે તેની પાસે બોલાવવા માટે તે અતિશય જીદ કરવા લાગી, છતાં બોલાવી ન શકવાથી તેના ક્રોધ અને રોષનો કાંઠો રહ્યો નહિ. આખરે પાંચુગોપાળને બોલાવી તેની પાસે તેના બન્ને કાન ફરી ફરી અમળાવડાવ્યા અને રાત્રે તેને માટે ચોખા ઓર્યાં નહિ.

આઘાત ગમે તેટલો સખ્ત હોય, સામો પ્રત્યાઘાત થાય નહિ તો તે લાગતો નથી. પર્વતશિખર ઉપરથી ફેંકવામાં આવ્યા છતાં પણ હાથપગ ભાંગતા નથી; ભાંગે માત્ર ત્યારે જ કે જ્યારે પગ જે કઠણ ભૂમિ ઉપર પડે તે ભૂમિ તે વેગની સામે પ્રત્યાઘાત કરે છે. કૃષ્ણાનું પણ તેમ જ બન્યું હતું. માના મરણે જ્યારથી બે પગ મુકવાનું સ્થાન સુદ્ધાં તેને માટે રહેવા દીધું ન હતું, ત્યારથી બહારનો કોઇ પણ આઘાત વાગી તેને ધૂળ ભેગો કરવાને સમર્થ ન હતો. તે દુઃખીનો છોકરો હતો, પણ તેણે કદિ દુઃખ જાણ્યું ન હતું. મ્હેણાંટોણાં અને હાડછેડનો તેને અગાઉ પરિચય ન હતો, પણ અહીં આવ્યો ત્યારથી કાદમ્બિનીએ દીધેલું અપરંપાર દુઃખ તે અત્યાર સુધી અનાયાસે સહન કરી શક્યો હતો, તે માત્ર પગ તળે કશો ઉભા રહેવાનો આધાર ન હતો તેથી જ. પણ આજે તે સહન ન કરી શક્યો. આજે હેમાંગિનીના માતૃસ્નેહની સુકઠિન ભૂમિ ઉપર ચડી તે ઉભો રહ્યો હતો, એટલે આજનાં અત્યાચાર અને અપમાને તેને એકદમ ધરાશાયી કરી નાંખ્યો. માદીકરો આ નિરપરાધ, નિરાશ્રિત બાળકને શિક્ષા કરી, અવહેલના કરી, અપમાન કરી, દંડ દઇ ચાલ્યાં ગયાં. તે અંધારામાં પૃથ્વીશય્યા ઉપર પડી આજે

અનેક દિવસ પછી પાછો માને સંભારી, બાબ્હેનનું નામ લઇ, ડુસ્કે ડુસ્કે રોવા લાગ્યો.

## ૫

બીજે દિવસે સવારે જ કૃષ્ણો એકાએક અળગે અળગે પગલે ઘરમાં પેસી હેમાંગિનીના પગ આગળ બિછાનાની એક કોરે બેઠો. હેમાંગિની પગ જરા ખેંચી લઇ બોલી, “ દુકાને ગયો નથી કૃષ્ણા ? ”

કૃષ્ણો—આ ,ચાલ્યો.

હેમાંગિની—મોડું ના કર, દાદા, હમણાં ને હમણાં જા. નહિ તો આ ઘડીએ પાછી ગાળાગાળી શરૂ થશે.

કૃષ્ણાનું મુખ જરા લાલ થયું, જરા ફિક્કું પડયું. “ જાઉં છું. ” કહી તે ઉઠી ઉંભો થયો. જરા આમતેમ કરી, કાંઇ બોલવા જતાં જતાં ચૂપ જ રહ્યો.

હેમાંગિની તેના મનની વાત જાણી ગઇ હોય તેમ બોલી, “ કાંઈ કહેવું છે, મને ? ”

કૃષ્ણો નીચું જોઇ અતિ કોમળ સ્વરે બોલ્યો, “ કાલે કશું ખાધું નથી, બાબ્હેન—”

“ કાલનો ભૂખ્યો છે ? શું કહે છે, કૃષ્ણા ? ” થોડી વાર હેમાંગિની સ્તબ્ધ થઈ રહી, બન્ને આંખ આંસુએ ભરાઇ ગઇ, અને આંસુ ટપટપ પ્રડવા લાગ્યાં. તેનો હાથ પકડી ખેંચી, પાછો એક વાર સોડમાં બેસાડી, એક પછી એક બધી વાત સાંભળી લઇ બોલી, “ કાલે રાત્રે જ કેમ નહિ આવ્યો ? ”

કૃષ્ણો મૂંગો જ રહ્યો. હેમાંગિની છેડા વતી આંખ લુછી બોલી, “ મારા સમ, ભાઇ, આજથી મને તારે તારી મરી ગયેલી મા સમજવી. ”

વેળાસર બધી વાત કાદમ્બિનીને કાને ગઇ. તે પોતાના રમાંથી મઝલી વહુને બૂમ પાડી બોલી, "બાઇને હું શું થી ખવડાવી શકતી જે તમે આટલી બધી વાત, મ્હોડે ચડીને ને કહેવા ગયાં ?"

બોલવાનો ઢંગ જોઇને હેમાંગિની સળગી ઉઠી. પણ ાતાનો ભાવ ઢાંકી બોલી, "મ્હોડે ચડીને કહેવા ગઇ હોઉં ાયે તેમાં ખોટું શું ?" કાદમ્બિનીએ પૂછ્યું, "તમારા છોકરાને લાવીને જો હું એવું કહું તો પછી તમારૂં માન કેટલું ; વારૂ ? તમે એમ એને ફુલામણાં કરશો તો એ મારા બુમાં શી રીતે રહે, તે કહેશો ?"

હેમાંગિનીથી હવે રહેવાયું નહિ. બોલી, "દિદિ, પંદર ાળ વરસ એક ઘરમાં રહ્યાં—હું તમને ઓળખું છું. ભૂખે ારીને પહેલી તમારા પોતાના છોકરાને સજા કરો, અને ત્યાર છી પારકાના છોકરાને કરો તો હું આગળ થઇને કશું ાલવા આવીશ નહિ."

કાદમ્બિની કિંકર્તવ્યમૂઢ થઇ બોલી, "મારા પાંચુગોપાળની થે એની સરખામણી ? દેવતાની સાથે વાંદરની સરખામણી ? ાટલા પછી તમને વધારે બોલવાનું બાકી શું રહ્યું છે તે જ ા વિચાર થાય છે મઝલી વહુ !"

મઝલી વહુ—"કોણ દેવતા અને કોણ વાંદર તે હું જાણું પણ હવે હું કશું કહેવા માગતી નથી. એટલું જ કહું છું તમારા જેવી નિષ્ઠુર, તમારા જેવી લાજ વગરની બૈરી ાતમાં મેં બીજી જોઈ નથી." કહી પ્રત્યુત્તરની વાટ ન જોઇ ા બારી બંધ કરી દીધી.

તે જ દિવસે સંધ્યાકાળ પહેલાં, એટલે પુરુષો ઘેર આવે તે વખતે, મોટી વહુ પોતાના ઘરના આંગણામાં ઉભી રહી, પોતાની દાસીને સંબોધીને ઉંચે અવાજે ગર્જવા લાગી: "દિવસરાતનો કરનારો જ આનો તોડ કાઢશે. માના કરતાં માસીની દાઝ ભારે! મારા ભાઇનું મન હું નહિ સમજું, પારકાં સમજે! કદિ ભલું થવાનું નથી—ભાઇબહેનની વચ્ચે ઝઘડો કરાવી ઉભાં ઉભાં તમાશો જોવામાં ઇશ્વર રાજી નહિ રહે એ લખી આપું છું." કહી તે રસોડામાં ચાલી ગઇ.

બન્ને દેરાણી જેઠાણીની વચ્ચે આ પ્રમાણે ગાળાગાળી, શાપ પ્રતિશાપ, અનેક વાર અનેક રીતે થઇ ચુકયાં છે, પણ આજે જરા ગરમી વધારે હતી. અનેક વાર હેમાંગિનીએ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું હતું, જાણ્યું ન જાણ્યું કર્યું હતું, પણ આજે તેનું શરીર સારૂં ન હતું એટલે ઉઠીને બારી આગળ ઉભી રહી બોલી, "આટલામાં જ કેમ ચૂપ થઇ ગયાં, દિદિ? ભગવાને કદાચ સાંભળ્યું ન હોય—હજી થોડી વાર મારૂં સત્યાનાશ જાય એવી કામના કરોની—મોટા ભાઇ ઘેર આવે અને તેઓ એ બધું સાંભળે, એઓ ઘેર આવી બધું સાંભળે.—આટલામાં જ શું હારી ગયાં ?"

કાદમ્બિની આંગણામાં દોડી આવી ઉંચે જોઈ ઘાંટાં પાડી ઉઠી, "મેં કંઇ કોઇ સત્યાનાશ ગયેલીનું નામ મ્હોડે આણ્યું છે?" હેમાંગિનીએ ઠંડી રીતે જવાબ દીધો, "મ્હોડે આણવાનું કાંઇ સહેલું થાય છે શું? તમે શાં પુણ્ય કર્યાં હોય જે મારૂં નામ મ્હોડે આણો? પણ તમે શું એમ માનો છો કે તમે જ ડાહ્યાં અને આખી દુનીયા ગાંડી? ઘરમાં ભરાઇને કોનાં કપાળ બાળો છો તે શું કોઇને ખબર પડતી નથી કે?"

કાદમ્બિની હવે પોતાના સ્વરૂપમાં પ્રગટ થઇ. મ્હોંના ચાળા પાડી હાથપગ ઉછાળી બોલી, “ખબર પડે જ તો. જેનો વાંક હોય તેને લાગે. અને તમને જ ખબર પડતી હશે અને મને નહિ પડતી હોય? કૃષ્ણો જ્યારે આવ્યો ત્યારે સાત તમાચા ચોડયા છતાં ચૂં કરતો નહિ. જે કહેતી તે મૂંગે મ્હોડે કરતો.—આજે બપોરે કોને જોરે કેવો જવાબ દઇ ગયો, પૂછી જુઓ આ પ્રસન્નની માને.” કહી દાસીને બતાવી.

પ્રસન્નની મા બોલી, “તે વાત સાચી છે, મઝલી વહુ મા. આજ તે ભાણું છોડીને ઉઠી ગયો એટલે મા બોલ્યાં, “આ ધાન નહિ ખાય તો જમને ઘેર જવું પડશે. આટલો છણુકો કોના ઉપર કરે છે?” તે બોલ્યો, “મારી બાબહેન છે ત્યાં સુધી કોઇથી ડરતો નથી.”

કાદમ્બિની ઝોંસો કરી બોલી, “કેમ થયું હવે તો? કોના જોરે આટલો છણુકો, કહો તો ખરાં? આજે સાફ કહી દઉં છું, મઝલી વહુ, એને તમારે ઘડીએ ઘડીએ બોલાવ્યા નહિ કરવો. અમારી ભાઇબહેનની વાતમાં વચ્ચે ન પડશો.”

હેમાંગિની કશું બોલી નહિ. સરસીયું સાપની માફક ફેણ કાઢીને કરડયું છે સાંભળી તેના વિસ્મયની સીમા રહી નહિ. બારીએથી આવી, શાન્ત બેસી વિચારવા લાગી કે કેટલું બધું દુઃખ પડયું હશે કે આટલે સુધી મામલો જઇ શકયો.

પાછું માથું દુઃખી તાવ જેવું જણાવા લાગ્યું, એટલે સુવાના વખત પહેલાં પથારીમાં આવી શબની માફક પડી. તેનો સ્વામી ઘરમાં આવી તેની સ્થિતિ જોયા વિના ખીજાઇને બોલવા લાગ્યો, “ભાભીના ભાઇને લીધે આજે વળી શું નવું જગાવી

આવી ? કોઇનું માનવું નહિ, સાંભળવું નહિ, જ્યાં કોઇ અભાગીયા કપાળફુટેલા જોયા કે તરત જ તેને માટે કમર કસવી ! રોજ રોજ મારાથી આટલું તોફાન નહિ સહન થાય, મઝલી વહુ. આજે ભાભીએ મને ન કહેવાય એવાં એવાં વચન સંભળાવ્યાં."

હેમાંગિની કંટાળેલે સ્વરે બોલી, "ભાભી કહેવા જેવું કયારે બોલે છે જે આજે તમને ન કહેવા જેવું કહ્યું ?"

વિપિન બોલ્યો, "પણ આજે તેમનું કહેવું બરોબર જ હતું. હું તારો સ્વભાવ જાણું છું તો. સોનાના ઘરમાં રાખાલ છોકરાને માટે પણ તેં આવું જ કર્યું હતું, મોતી કામારના ભાણેજની કેવી સરસ વાડી તારે લીધે જ હાથમાં આવેલી ચાલી ગઇ, ઉલટા પોલીસને અટકાવવા ઘરના સો દોઢસો કાઢવા પડયા તે જુદા. તું તારૂં પોતાનુંયે સારૂં માઠું સમજતી નથી. આ સ્વભાવ તારો કયારે જશે ?"

હેમાંગિની હવે બેઠી થઇ. સ્વામીના તરફ જોઇ બોલી, "મારો સ્વભાવ જશે લાકડાંમાં, તે પહેલાં નહિ. હું બે છોરાંની મા રહી, મારે બચ્ચાં કચ્ચાં રહ્યાં, માથા ઉપર ભગવાન રહ્યો. આથી વધારે હું મોટેરાંની ફરીયાદ કરવા માગતી નથી. મને અસુખ થાય છે—હવે મને બોલાવશો નહિ—તમે જાઓ." કહી અંગ ઉપર ધાબળો ખેંચી લઇ પાસું ફરી સુઇ ગઇ.

વિપિનની પ્રગટ રીતે તો વધારે પૂછપરછ કરવાની હિમ્મત ન ચાલી. પણ મનમાં મનમાં સ્રી ઉપર અને ખાસ કરી પેલા જીવ લેવા બેઠેલા અભાગીયા ઉપર આજે ખુબ ચીડાયો.

બીજે દિવસે સવારે બારી ખોલતાં જ હેમાંગિનીના કાનમાં જેઠાણીના ઘાંટા સંભળાવા લાગ્યા. તે સ્વામીને ઉદ્દેશીને બોલતી હતી, " છોકરો કાલથી ભાગતો ફરે છે, જરા તપાસ ન કરી ?"

સ્વામીએ જવાબ દીધો, "પડને ચૂલામાં, તપાસ કરેલે શું વળે ? "

સ્ત્રી આખું કૂળીયું સાંભળે એટલો ઘાંટો કાઢી બોલી, " તો પછી લોક મ્હોં દુખવશે અને ગામમાં રહેવું અઘરૂં થઈ પડશે. આપણાં દુશ્મન કંઇ ગામમાં ઓછાં નથી. ક્યાંક પડી આખડી મુઓ, મરી બરી ગયો તો આખા ઘરને જેલમાં જવું પડશે, એટલું કહી દઉં છું. "

હેમાંગિની બધું સમજી અને તરત જ બારી બંધ કરી નીસાસો નાંખી બીજે ક્યાંક ચાલી ગઇ.

બપોરે રસોડાને ઓટલે બેસી રોટલા ખાતી હતી, એટલામાં એકાએક ચોરની માફક અળગે અળગે પગલે કૃષ્ણો આવી ઉભો રહ્યો. તેના વાળ લૂખા અને મ્હોં સૂકું હતું. " ક્યાં ભાગ્યો હતો રે, કૃષ્ણા ? "

" ભાગ્યો ન હતો. કાલે રાત્રે દુકાને ઉંઘી ગયો હતો, ઉંઘ ઉડી ત્યારે જોઉં છું તો મધરાત થયેલી. ભૂખ લાગી છે, બાબહેન."

" પેલે ઘેર જઇને ખા, જા." કહી હેમાંગિની ખાવા લાગી.

ઘડીક ગુપચુપ ઉભો રહી કૃષ્ણો જતો હતો. હેમાંગિનીએ એને બોલાવી પાસે બેસાડયો, અને ત્યાં જ આસન નાંખી, રસોઇ કરનારીને ભાત પીરસવાનું કહ્યું.

તે અર્ધોએક જમી રહ્યો હશે, એટલામાં ઉમા બહારથી ગભરાયલી અકળાયલી દોડતી આવી ઇશારો કરી જણાવ્યું, "બાપા આવે છે!"

છોકરીનો ઢંગ જોઈ મા ચકિત થઇ ગઇ, બોલી, "તેમાં તું આમ કેમ કરે છે?"

ઉમા કૃષ્ણાની પાછળ આવી ઉભી હતી. ઉત્તરમાં તેના તરફ આંગળી કરી બતાવી, આંખ મ્હોંનો ઇશારો કરી બોલી, "ખાય છે ને?"

કૃષ્ણાએ કુતૂહલથી મ્હોં ફેરવ્યું હતું. ઉમાની ઉત્કંઠિત દૃષ્ટિ, ભયયુક્ત મ્હોંના ઇશારા તેની નજરે પડયા. ક્ષણમાં તેનું મ્હોં ફિક્કું પડી ગયું. તેના મનમાં શો ત્રાસ ઉત્પન્ન થયો હતો તે તે જ જાણે. "બાબ્હેન, બાપુ આવે છે." કહી તે ભાત છોડી રસોડાના બારણાની લાગમાં જઇ ઉભો. તેની દેખાદેખી ઉમા પણ બીજે ક્યાંક ભાગી. એકાએક ધરધણી આવી પડે અને ચોરો જેમ વર્તે તેમ આ લોકો વર્તવા લાગ્યાં. પ્રથમ હેમાંગિનીએ દિઙ્મૂઢની માફક એક વાર આ બાજુ, એક વાર પેલી બાજુ જોયું, પછી થાકેલીની માફક દીવાલને અઢીંગી-ઢગલો થઇને બેસી પડી. લાજ અને અપમાનનું શૂળ જાણે તેની છાતીની આ પારથી પેલે પાર સોંસરૂં ચાલ્યું ગયું. બીજી જ ક્ષણે વિપિન આવી ઉભો રહ્યો. સામે સ્ત્રીને આમ બેઠેલી જોઈ પાસે આવી ઉદ્વિગ્ન મુખે પૂછવા લાગ્યો, "એ તે શું, થાળી મ્હોં આગળ રાખી આમ બેઠી છે?"

હેમાંગિનીએ જવાબ ન દીધો. વિપિન વધારે અધીરો થઈ બોલ્યો, "પાછો તાવ આવ્યો કે?" છાંડેલા ભાતની

થાળી તરફ નજર પડતાં બોલ્યો, "આમાં આટલો ભાત છાંડી કોણ ઉઠી ગયું ? લલિત કેમ ?"

હેમાંગિની બ્હાર થઈ બોલી, "ના તે નાહ—પેલા ઘરવાળો કૃષ્ણો જમતો હતો. તમારાથી ડરીને બારણાની લાગે સંતાયો છે."

"કેમ ?"

હેમાંગિની બોલી, "કેમ તે તો તમે સારી પેઠે જાણો છો. અને તે જ એકલો' નહિ, તમે આવો છો એ ખબર દઈને તરત જ ઉમા પણ જીવ લઈને નાઠી."

વિપિન મનમાં મનમાં સમજ્યો કે સ્ત્રીની વાત આડી ફાટી છે. તેથી જ જાણ્યામાં સીધે રસ્તે પાડવાને માટે હસતાં હસતાં બોલ્યો, "એ છોકરી શા દુઃખે ભાગી ?"

હેમાંગિની—"કોણ જાણે ? જાણ્યામાં માનું અપમાન આંખે દેખવું પડે એમ ડરીને જ ભાગી." પછી જરા નીસાસો નાંખી બોલી, "કૃષ્ણો પારકાનો છોકરો તે તો સંતાય જ. પેટની છોકરીને સુદ્ધાં ભરોસો ન પડયો કે તેની માને કોઈને બોલાવી કડછી ભાત પીરસવાનો અધિકાર છે."

હવે વિપિન સમજ્યો કે વાત ખરે જ આડી ફાટી છે. એટલે રખેને કદાચ એકાએક વાત વધી જાય એમ ડરી, આ સપાટાને સામાન્ય હસવામાં કાઢી નાંખી, આંખ મીંચી, માથું હલાવી બોલ્યો, "ના, તમને તો કશો અધિકાર ન મળે, ભીખારીને મૂઠી ચોખા આપવાનોયે નહિ ! પણ એ વાત જવા દો. કાલથી માથું તો દુખ્યું નથી ને ? મને લાગે છે કે શહેરમાંથી કેદાર દાક્તરને બોલાવી મંગાવું—નહિ તો એક વાર કલકત્તા—"

અસુખ અને ચિકિત્સાની પૂછપરછ અહીં જ બંધ થઈ.

હેમાંગિનીએ પૂછ્યું, "ઉમાના દેખતાં તમે કૃષ્ણાને કાંઇ કહ્યું હતું ?"

વિપિન જાણે આકાશમાંથી પડયો. "મેં ? ક્યારે ? ના. ઓહો—પેલે દિવસે જાણે કહ્યું હતું એમ યાદ આવે છે—ભાભી ચીડાયાં હતાં—દાદા ચીડાયા હતા—ઉમા, જાણ્યામાં, ત્યાં ઉભી હતી.—તું જાણે છે—"

"જાણું છું." કહી હેમાંગિનીએ વાત બંધ કરી. વિપિન પોતાના ઓરડામાં ગયો કે તરત જ કૃષ્ણાને બહાર બોલાવી તેણે કહ્યું, "કૃષ્ણા આ ચાર પૈસા લઇ દુકાનેથી ચણા મમરા બમરા લઇને ખાજે, જા. ભૂખ લાગે ત્યારે ફરી મારી પાસે આવીશ નહિ, ભાઇ. તારી બુબહેનની એટલી તાકાત નથી કે તે પારકાના છોકરાને બે કડછી ભાત ખવડાવી શકે."

કૃષ્ણો ગુપચુપ ચાલ્યો ગયો. ઓરડામાં ઉભો ઉભો વિપિન તેના સામે જોઈ ક્રોધથી દાંત પીસતો હતો.

૭

પાંચ છ દિવસ પછી એક દિવસ પાછલે પહોરે વિપિન, અતિશય ચીઢાયલે મ્હોડે ઘરમાં આવી બોલ્યો, "આ બધું શું માંડયું છે, મઝલી વહુ ? કૃષ્ણો તારો શું સગો થાય છે જે, પારકા છોકરાને લઇને દિનરાત પોતીકાં પોતીકાં વચ્ચે લડાઇ મચાવ્યા કરે છે. આજે જોયું કે દાદા સુદ્ધાં ભારે ખીજાયલા છે."

થોડા દિવસ પહેલાં પોતાના ઘરમાં બેઠી બેઠી મોટી વહુએ સ્વામીને ઉપલક્ષ્ય કરીને અને મઝલી વહુને લક્ષ્ય કરીને ઘાંટો પાડી જે અપશબ્દોનાં બાણ વર્ષાવ્યાં હતાં તેમાંનું એકે બાણ તેનું નિશાન ચૂકયું ન હતું. બધાંયે બાણોએ હેમાંગિનીને

વીંધી નાંખી હતી અને પ્રત્યેકની અણીમાં જેટલું ઝેર ભરેલું હતું તેટલી જવાળા પણ ભરેલી હતી. પણ ઘરમાં જેઠ બેઠેલા છે જાણી હેમાંગિનીને સહન કરવા સિવાય, પ્રતિકાર કરવાનો બીજો રસ્તો મળતો ન હતો.

પહેલાંના દિવસોમાં યવનો જેમ ગાય મોખરે રાખી રજપૂત સેના ઉપર બાણો વર્ષાવતા, અને તેમ કરી યુદ્ધમાં જય મેળવતા તેમ મોટી વહુ પણ મઝલી વહુને તેવી જ યુક્તિથી હંફાવતી હતી.

સ્વામીની વાતથી હેમાંગિની ભડભડ કરતી સળગી ઉઠી. બોલી, "શું કહો છો? તેઓ સુદ્ધાં ચીડાયા છે? એટલી બધી વિચિત્ર વાત એકાએક જાન્યામાં નથી આવતી. હવે શી રીતે તેમની ચીડ ઉતરશે વારૂ?"

વિપિન મનમાં મનમાં ચીડાયો, પણ બહાર ક્રોધ પ્રગટ કરવાનો તેનો સ્વભાવ નહોતો, એટલે મનનો ભાવ ગુપ્ત રાખી સહજભાવે બોલ્યો, "હજાર વાત હોય તોયે મોટેરાંના સંબન્ધમાં શું—" તે પૂરૂં કરે તે પહેલાં હેમાંગિની બોલી, "બધું જાણું છું, બાળક નથી જે મોટેરાંની માનમર્યાદા રાખવી ન જાણું. પણ છોકરાને હું ચાહું છું એટલા જ કારણે મને જોઈ જોઈને તે લોકો દિનરાત તેને વીંધ્યા કરે છે." તેનો કંઠસ્વર જરા નરમ લાગ્યો, કારણ એકાએક જેઠના સમ્બન્ધમાં કટાક્ષયુક્ત વચન બોલી તે મનમાં ને મનમાં પસ્તાતી હતી. પણ તેનામાં પણ આગ સારી પેઠે ભડકી રહી હતી, એટલે ક્રોધ સંભાળી શકી નહિ. વિપિન ગુપ્ત રીતે પેલાંઓના પક્ષમાં હતો; કારણ આ એક પારકાના છોકરાને લઇને નાહકનો મોટા ભાઇની સાથે ઝગડો કરવો તેને પસંદ ન હતો. એટલે આ જરા શરમાઇ

છે એમ જોઇ પોતાને લાગ મળ્યો છે માની, જોરથી બોલ્યો, "વીંધવા બીંધવાનું કશુંયે નહિ. તેઓ પોતાના છોકરાને શિક્ષા કરે છે, કામ શીખવે છે તેમાં તું વીંધાય તે શું કામ આવે ? ઉપરાંત ગમે તે તેઓ કરે, મોટેરાં રહ્યાં."

હેમાંગિની સ્વામીના મુખ તરફ જોઇ પ્રથમ જરા વિસ્મયમાં પડી. કારણુ આટલાં પંદર સોળ વરસ ઘર ચલાવ્યું તે દરમીયાન પોતાના સ્વામીની એટલી બધી ભ્રાતૃભક્તિ તેણે આ પહેલાં કદિ જોઇ ન હતી. પણ બીજી જ ક્ષણે તેના અંગે અંગમાં ક્રોધ પ્રગટી ઉઠ્યો. બોલી, "તેઓ મોટેરાં તોયે હું છોકરાની મા છું. ગુરુજન પોતાનું માન પોતે જ ખોઈ બેસે તો હું શી રીતે તે મેળવી આપું ?"

વિપિન જાણ્યામાં કાંઈ જવાબ આપવા જતો હતો, પણ અટકી ગયો. બારણાં બહાર કુંઠિત કંઠસ્વર થતો વિનમ્ર અવાજ સંભળાયો, "બાબહેન !" સ્વામી-સ્ત્રીની આંખે આંખ મળી. સ્વામી જરા હસ્યો, પણ તેથી કાંઇ પ્રીતિ છવાઇ નહિ. સ્ત્રી નીચલો હોઠ દબાવી બારણા આગળ જઇ નિઃશબ્દ કૃષ્ણાના મ્હોં સામું જુએ છે કે તરત જ તે આનન્દથી ગળી જઇ જે શબ્દ વરત મ્હોંમાં આવ્યા તે બોલ્યો, "કેમ છો બાબહેન ?"

હેમાંગિની ઘડીક તો બોલી શકી નહિ. જેને માટે સ્વામી સ્ત્રી વચ્ચે હમણાં જ તકરાર થઇ હતી, તેના જ એકાએક સંમુખ આવ્યાથી તકરારનો બધો ક્રોધ તેના જ માથા પર ઢળ્યો. હેમાંગિની ધીમે પણ કઠોર સ્વરે બોલી, "અહીં શું દાટ્યું છે જે રોજ રોજ આવ્યા કરો છો ?"

કૃષ્ણાની છાતી ધડકી ઉઠી. આ કઠોર કંઠસ્વર સાથે

જ એટલો બધો કઠોર લાગ્યો કે તેનો ગમે તે હેતુ હોય તો પણ તેમાં સસ્નેહ પરિહાસ ન હતો એમ સમજી લેવામાં આ અભાગીયા છોકરાએ પણ વિલંબ કર્યો નાહ.

ભયથી, વિસ્મયથી, લજ્જાથી તેનું મુખ કાળું પડી ગયું. તે બોલ્યો, " ખબર લેવા આવ્યો હતો."

વિપિન હસીને બોલ્યો, " તારી ખબર લેવા આવ્યો હતો!" આ હાસ્યે જાણે ચાળા પાડી હેમાંગિનીનું અપમાન કર્યું. ચગદાયેલી ભુજંગિનીની માફક સ્વામીના મુખ તરફ એક વાર જોઇને જ આંખ ફેરવી લઇ બોલી, " હવે અહીં તું આવીશ મા—જા."

" સારૂં" કહી કૃષ્ણો તેના મુખની કાલિમા હાસ્યથી ઢાંકવાનો પ્રયત્ન કરતાં, મુખ વધારે કાળું, વધારે વ્હીલું કરી નીચું જોઇ ચાલ્યો ગયો.

એ વ્હીલાપણાની કાળી છાયા હેમાંગિની પોતાના મુખ ઉપર લઇ સ્વામીના તરફ વળી, એક વાર જોઈ, ઉતાવળે પગલે ઓરડામાંથી બહાર નીકળી ગઇ.

૮

પાંચ છ દિવસ થઇ ગયા છતાં હેમાંગિનીનો તાવ ઉતરતો ન હતો. કાલે દાકતર બોલાવવામાં આવ્યો હતો. છાતીમાં શરદી ઉતરી ગઇ છે. સંધ્યાકાળનો દીવો ઘડીક ઉપર જ સળગાવવામાં આવ્યો હતો. લલિત સારાં કપડાં પહેરી તેના ઓરડામાં જઈ કહેવા લાગ્યો, " મા, દત્તને ત્યાં પૂતળાંનો નાચ થવાનો છે, જોવા જાઉં?" મા જરા હસીને બોલી, " હેં લલિત, તારી મા આ પાંચ છ દિવસ થયાં પડી છે તેની પાસે આવીનેયે એક વાર બેસતો નથી ને?" લલિત શરમાઈ

ઉશીકા પાસે જઇને બેઠો. મા સ્નેહથી દીકરાને બરડે હાથ ફેરવતાં ફેરવતાં બોલી, “ હું સારી ન થાઉં, મરી જાઉં તો શું કરશે ? ખુબ રડશે કે ? ” “ જા જા, સારી થઇશ.” કહી લલિતે માની છાતી ઉપર હાથ રાખ્યો. મા છોકરાનો હાથ હાથમાં લઇ ચૂપ રહી. તાવમાં આ સ્પર્શથી તેના અંગેઅંગને ટાઢક વળી. મનમાં થયું કે એમની એમ ઘણી વાર પડી રહું. પણ જરાકમાં લલિત ઉંચો નીચો થવા લાગ્યો. પૂતળાંનો નાચ કદાચ શરૂયે થઇ ગયો હશે એવા ભયથી તેનું ચિત્ત અસ્થિર થઇ રહ્યું હતું. બાળકના મનની વાત સમજી જઇ, મા મનમાં મનમાં હસીને બોલી, “ વારૂ જા, જોઈ આવ, બહુ રાત કરીશ મા.” “ ના મા, એમ જાણ્યું કે પાછો ફરીશ.” કહી લલિત ઓરડામાંથી બહાર નીકળી પડયો. પણ ઘડીકમાં પાછો ફરી આવી બોલ્યો, “ મા, એક વાત કહું ? ” મા હસતાં હસતાં બોલી, “ એક રૂપીયો જોઇયે ? પેલા ગોખલામાં છે, જા લે. જો, વધારે મા લઇશ.”

“ ના મા રૂપીયો નથી જોઇતો. કહું, તું કરશે ? ”

મા ચકિત થઇ બોલી, “ રૂપીયો નથી જોઇતો ? ત્યારે શું છે ? ”

લલિત જરા પાસે આવી હળવે હળવે બોલ્યો, “કૃષ્ણામામાને જરા આવવા દેશે ? ઘરમાં નહિ આવે. ઉંબર આગળથી જ એક વાર તને જોઇને ચાલ્યો જશે. કાલેયે બહાર આવીને બેઠા હતા, આજેયે આવીને બેઠા છે.”

હેમાંગિની અકળાઇ બેઠી થઇ—“ જા જા લલિત, હમણાં ને હમણાં બોલાવી લાવ. અરેરે ! બેસી રહ્યો છે. તમે કોઇએ મને કહ્યું પણ નહિ ? ”

" આવતાં ડરતા હતા. " કહી લલિત ચાલ્યો ગયો. મિનિટેક પછી કૃષ્ણો ઘરમાં આવી નીચું ઘાલી દીવાલને અઢીંગીને ઉભો રહ્યો. હેમાંગિનીએ બોલાવ્યો, " આવ ભાઈ, આવ." કૃષ્ણો તેમનો તેમજ નિશ્ચલ ઉભો રહ્યો. એટલે તે પોતે ઉઠીને કૃષ્ણાનો હાથ ઝાલી બિછાનામાં લઇ ગઈ. તેની પીઠ પર હાથ ફેરવી બોલી, " હેં કૃષ્ણા, વઢી હતી તેથી બાબહેનને ભૂલી ગયો હતો, કેમ ? " એકાએક કૃષ્ણો ડુસ્કે ડુસ્કે રોઇ પડયો. હેમાંગિની જરા ચકિત થઇ, કારણ કોઇએ કદિ તેને રોતો જોયો ન હતો. અનેક રીતે તેને વઢો, મારો, પીટો તોપણ તે માથું નીચું ઘાલી મૂંગો જ રહેતો, કદિ કોઈના સામે આંખમાંથી આંસુ પાડતો ન હતો. તેનો આ સ્વભાવ હેમાંગિની સમજતી, એટલે જ અતિશય આશ્ચર્યચકિત થઇ બોલી, " જા જા, રૂએ છે શાનો ? છોકરા વળી કાદ રોતા હશે ? " ઉત્તરમાં કૃષ્ણો ધોતીયાનો છેડો મ્હોંમાં દાબી જેમતેમ રોવું દબાવી બોલ્યો, " દાક્તર કહી ગયા કે છાતીમાં શરદી ઉતરી છે ? "

હેમાંગિની હસી—"એટલા સારૂ ? રામ રામ ! તું તે કેવો છોકરો ? " કહેતાં કહેતાં તેની પોતાની આંખમાંથી ડબડબ બે આંસુ ખર્યાં. તે ડાબે હાથે લૂછી નાંખી, તેના માથા ઉપર બીજે હાથ ફેરવી વહાલ કરતી બોલી, " શરદી ઉતરી છે—હા કહ્યુંસ્તો ! જો હું મરી જાઉં તો તું અને લલિત ખાંધ પર ચડાવી ગંગામાં પધરાવી આવજે—કેમ આવશો ને ? "

" મકું, મઝલી વહુ કેમ છે આજે ? " કહી મોટી વહુ બારણા આગળ આવી ઉભી રહી. ઘડીક કૃષ્ણાની સામે કરડી નજરે જોઇ રહી બોલી, " અરે વાહ ! સવારી તો અહીં

આવેલી છે! અને વળી એ શું? બાબહેનની પાસે રોઇ હેત થઇ રહ્યું છે કેમ? ઉલ્લુ અમારો તો કેટલા ઢોંગ કરી જાણે છે." થાકીને હેમાંગિની હમણાં જ તકીયે અઢીંગી, પડખે સુતી હતી. તીરની જેમ ઝબકી ઉઠી બોલી, " દિદિ, મને ૭ સાત દિવસ થયાં તાવ છે. તમારે પગે લાગું છું, આજે તમે જાઓ."

કાદમ્બિની પ્રથમ તો આભી જ બની ગઇ. પણ તરત જ પોતાને સંભાળી લઇ બોલી, " તમને તો કહેતી નથી, મઝલી વહુ! પોતાના ભાઇને વઢું તેમાં તમે શું કરવા મારવા દોડો છો?"

હેમાંગિની—વઢવાનું તો રાતદિવસ ચાલ્યા જ કરે છે—ઘેર જઇને વઢજોની. અહીં મારા મ્હોં આગળ વઢવાની જરૂર નથી, વઢવા દઉં એમ પણ નથી.

" કેમ, તમે ઘરમાંથી કાઢી તો નહિ મુકો ને?"

હેમાંગિની હાથ જોડી બોલી, " મને ભારે અસુખ થાય છે, દિદિ, તમારી આગળ બે પગ વચ્ચે ત્રીજું માથું કરૂં છું; ચૂપ રહો, નહિ તો જાઓ."

કાદમ્બિની—મારા પોતાના ભાઇને વઢી નહિ શકું?.

હેમાંગિની—ઘેર જઇને વઢજો.

" તે તો આજે સારી પેઠે થશે. આજે મારૂં જેટલું કાઢવું હોય તેટલું કાઢજે.—કમજાત જૂઠો આવ્યો છે ક્યાં કનો! કહ્યું ગાયનું દોરડું નથી, કૃષ્ણા બે આંટી શણનું દોરડું ભાંગી આપ. તો કહે, ના, દિદિ, તમને પગે લાગું છું, પૂતળાંનો નાચ જોઈ આવવા દોની. આ પૂતળાંનો નાચ જ થાય છે તો!" કહી કાદમ્બિની ધમ ધમ પગ કરતી ચાલી ગઇ.

હેમાંગિની થોડીક વાર સડક થઇ બેસી રહી, પછી પથારીમાં પડી બોલી, " કેમ પૂતળાંનો નાચ જોવા નહિ ગયો, કૃષ્ણા ? ગયો હોત તો આ બધું થાત ? જ્યારે તને તે લોકો આવવા દેતાં નથી, ભાઇ, ત્યારે હવે આવીશ નહિ મારી પાસે, હો. "

કૃષ્ણો કશું બોલ્યાચાલ્યા વિના હળવે હળવે ચાલ્યો ગયો. પણ તરત જ પાછો આવીને બોલ્યો, " અમારા ગામના વિશાલાક્ષી મહાદેવ બહુ જાગૃત ભગવાન કહેવાય છે, બાબહેન. એની બાધા રાખો તો બધું અસુખ બસુખ મટી જશે. રાખોની, બાબહેન." હમણાં જ નાહકનો ઝગડો થઇ જવાથી હેમાંગિનીનું મન ભારે દુઃખી થયું હતું. ઝગડા તો ચાલ્યા જ કરતા હતા —પણ તેથી નહિ. આવું એક ખાસું સરસ બહાનું મળ્યાથી પેલા અભાગીયાની શી દુર્દશા કરવામાં આવશે, એ જ વાત ખરી રીતે તેના મનમાં ઉચકાયા કરતી હતી, અને તેથી તેની છાતી અકળાટ અને નિરર્થક ક્રોધથી ધખધખી રહી હતી.

કૃષ્ણો પાછો આવતાં જ હેમાંગિની બેઠી થઇ, અને પાસે બેસાડી તેના પર હાથ ફેરવતી ફેરવતી રોઇ પડી. આંખ લૂછી બોલી, " હું સારી થઇને તને છાનીમાની બાધા મુકવા મોકલીશ, હો. જઇશને એકલો ? "

કૃષ્ણો હરખથી બન્ને આંખ પહોળી કરી બોલ્યો, " શું છે એકલો જતાં ? આજે એક રૂપીયો આપીને મને મોકલોને. કાલે સવારે જ બાધા મુકી આવી તમને પ્રસાદ લાવી આપીશ. તે ખાધો કે તરત જ તમારૂં અસુખ મટી જશે. મોકલોની, બાબહેન, આજે જ ! "

હેમાંગિનીએ જોયું કે તેની ધીરજ રહેતી ન હતી. બોલી, "પણ કાલે આવ્યા પછી પેલાં તને મારીને અધમુઓ કરશે તે."

મારઝુડની વાત સાંભળી કૃષ્ણો પહેલાં તો જરા અચકાયો, પણ બીજી જ ક્ષણે પ્રફુલ્લ થઈ બોલ્યો, "છો મારતાં! તમે સારાં થશો ને."

ફરી હેમાંગિનીની આંખમાંથી આંસુ પડયાં. બોલી, "હેં, કૃષ્ણા. હું તારી કાંઈએ થતી નથી, છતાં તને મારે માટે આટલું કેમ લાગે છે?"

આ પ્રશ્નનો ઉત્તર કૃષ્ણો શી રીતે દે? હેમાંગિનીને શી રીતે ખબર પડે કે તેનું પીડિત આર્ત હૃદય દિનરાત રોઈ રોઈ તેની માને ઢુંઢયાં કરતુ હતું. જરા વાર તેના મ્હોં સામે જોઈ રહી બોલ્યો, "તમને સારૂં થયું ને, બાબહેન—છાતીમાં શરદી ઉતરી ગઈ છે ને—તેથી."

હેમાંગિની હવે જરા હસીને બોલી, "મને શરદી ઉતરી ગઈ છે તેમાં તને શું? તને શા સારૂ એટલી ચિંતા થાય છે?"

કૃષ્ણો ચકિત થઈને બોલ્યો, "ચિંતા ના થાય, બાબહેન? છાતીમાં શરદી ઉતરે તે બહુ ખરાબ કહેવાય છે. અસુખ વધી જાય તો પછી?"

"તો પછી તને બોલાવી મંગાવીશ. પણ બોલાવું નહિ ત્યાં સુધી આવીશ ના, હો, ભાઈ."

"કેમ બાબહેન?"

હેમાંગિની દૃઢભાવે માથું હલાવી બોલી, "ના, તને હવે મારાથી આવવા નહિ દેવાય. ન બોલાવ્યા વિના આવશે તો હું બહુ ચીડાઈશ."

કૃષ્ણાએ તેના મ્હોં સામું જોઇ પૂછયું, "ત્યારે કહો, કાલે સવારે કયારે બોલાવશો ?"

"કાલે સવારે જ પાછું તારે આવવું છે ?"

કૃષ્ણો ઝંખવાણો પડી બોલ્યો, "ત્યારે સવારે નહિ તો બપોરે આવીશ—હેં, બાબહેન ?" તેની આંખમાં, મુખ ઉપર એવો એક વ્યાકુળ વિનતિભાવ છવાઇ રહ્યો કે હેમાંગિની અંતરમાં દુઃખી થઇ. પણ હવે તેને હૈયું કઠણ ન કરવું પાલવે એમ ન હતું. સૌએ મળી આ નિઃસ્પૃહ, એકલવાયા, અસહાય બાળક ઉપર જે અત્યાચાર શરૂ કર્યો છે તેમાં કોઇ કારણે વધારો કરેલોયે પાલવે એમ ન હતું. કદાચ તે ખમી શકતો હોય; બાબહેનને ત્યાં આવજા કરવાની સજા ગમે તેટલી સખ્ત થાય તે ખમવામાં તે કદાચ પાછો પડે નહિ, પણ તેથી પોતે શી રીતે તે સહન કરવું ?

હેમાંગિનીની આંખ ફાડીને આંસુ નીકળવા લાગ્યાં; છતાં તે મ્હોં ફેરવી રૂક્ષ સ્વરે બોલી, "મને તું સંતાર મા, કૃષ્ણા, જા અહીંથી. બોલાવું તો આવજે, નહિ તો જ્યારે ત્યારે આવીને મને સંતોરીશ મા."

"ના, સંતારતો તો નથી." કહી ભયભીત, લજ્જિત મુખ નીચું કરી ઝટપટ કૃષ્ણો ચાલ્યો ગયો.

હવે હેમાંગિનીની બન્ને આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યા. તેને સ્પષ્ટ જણાવા લાગ્યું જે આ નિરુપાય, અનાથ બાળક મા વિનાનો થઇ તેને જ મા સમજી વળગી રહ્યો છે; તેના અંચળનો જરા સરખો છેડો માથા ઉપર ખેંચી લેવા માટે કંગાળની માફક ફાંફાં મારતો ફરે છે!

હેમાંગિની આંખ લુછી મનમાં ને મનમાં બોલી, " કૃષ્ણા, ભાઇ, તું આવડું મ્હોં કરીને ગયો; પણ તારી બાબહેન તારા કરતાંયે અપંગ છે તે! તને જોરથી ખેંચી છાતી પર લઇ લેવાની તાકાત તેનામાંયે ક્યાં છે ? "

ઉમા આવીને બોલી, " મા, કાલે કૃષ્ણા મામા ઉઘરાણી ઉપર ન જઇ, તમારી પાસે આવીને બેઠા હતાને તેથી મોટા કાકાએ તેમને એવા તો માર્યા કે નાકમાંથી—"

હેમાંગિનીએ તેને ધમકાવી નાંખી; "વારૂ, થયું થયું, જા તું અહીંથી."

એકાએક ધમક ખાઇ ઉમા ચમકી ઉઠી. કશું બોલ્યા વિના ધીરે ધીરે ચાલી જતી હતી. માએ બોલાવીને પૂછ્યું, " અરે સાંભળ તો ! નાકમાંથી બહુ લોહી પડ્યું'તું શું ? "

ઉમા પાછી આવીને બોલી, " ના, બહુ નહિ; થોડું."

" વારૂ, તું જા. "

ઉમા બારણા આગળ જ જઇને બોલી ઉઠી, " મા, આ તો કૃષ્ણા મામા અહીં જ ઉભા છે. "

કૃષ્ણાએ સાંભળ્યું. જાણ્યામાં આને જ રજા માગ્યા બરોબર માની ડોકું કાઢી, શરમાઇ, હસીને બોલ્યો, " કેમ છો, બાબહેન ? " ક્ષોભથી, દુઃખથી, અભિમાનથી હેમાંગિની પછડાઇ હોય તેમ ઘાંટો પાડી બોલી, " કેમ આવ્યો અહીં ? જા, જા કહું છું જલદી. જા અહીંથી. "

કૃષ્ણો મૂઢની માફક વકાશી રહ્યો. હેમાંગિની વળી વધારે તપીને બોલી, " હજી ઉભો છે, અભાગીયા ? ગયો નહિ ? "

કૃષ્ણો મ્હોં નીચું કરી " જાઉં છું " કહી ચાલ્યો ગયો. તેના ગયા પછી હેમાંગિની શબની માફક બિછાનાની એક બાજુએ પડી. અસ્ફુટ, ક્રુદ્ધ સ્વરે બોલી ઉઠી, " એક સો વાર કહું છું અભાગીયાને કે મારી પાસે આવીશ નહિ—તોયે 'બાબહેન!' શિવુને કહી દે તો ઉમા કે એને હવે ઘરમાં ન પેસવા દે.

ઉમાએ જવાબ ન દીધો. ધીરે ધીરે બહાર ચાલી ગઇ. રાત્રે હેમાંગિની સ્વામીને બોલાવી રોતે રોતે સ્વરે બોલી, " કદિ તમારી પાસે કશું માગતી નથી—આજે આટલું અસુખ છે તો એક ભીખ માગું છું, આપશો ? "

વિપિને શંકાયુક્ત સ્વરે પૂછ્યું, " શું જોઇએ છે ? "

હેમાંગિની બોલી, " કૃષ્ણો મને આપો—એ બિચારો બહુ દુઃખી છે—એનાં માબાપ નથી—એને પેલાંઓએ મારી નાંખ્યો છે, એ હવે મારાથી દેખી શકાય એમ નથી. "

વિપિન જરા હસીને બોલ્યો, " ત્યારે તો આંખ ' બંધ કરી રાખવી, બીજું શું ? " સ્વામીના આ નિષ્ઠુર કટાક્ષથી હેમાંગિની શૂળથી વીંધાઇ ગઇ. બીજી કોઇ અવસ્થામાં તે આ સહી નહિ શકત, પણ આજે ન જાણે દુઃખથી પ્રાણ બહાર નીકળી ગયા છે તેથી જ એ સહન કરી લઇ હાથ જોડી બોલી, " તમારા સમ ખાઇને કહું છું, હું એને પેટના દીકરાની માફક ચાહું છું. આપો મને—એને મોટો કરીશ—ખવડાવીશ પહેરાવીશ—પછી તમારી ઇચ્છા હોય તેમ કરજો. મોટો થાય પછી હું એકે શબ્દ નહિ બોલું."

વિપિન જરા નરમ થઇ બોલ્યો, "તે તે શું મારા કોઠારમાંનું

અનાજ થોડું છે જે તને આણી આપું ? પારકાનો ભાઇ, પારકાને ઘેર આવ્યો છે—તેમની વચ્ચે પડી આટલું દર્દ તને શા સારૂ થાય છે?"

હેમાંગિની રોઇ પડી. ઘડીક પછી આંખ લૂછી બોલી, "તમે જો ધારો તો મોટા ભાઈ અને દિદિને કહીને એને સહેલાઇથી લઇ આવી શકો. તમારે પગે પડું છુ, એ લાવી આપો મને."

વિપિન બોલ્યો, "વારૂ, ધારો કે તેમ થઇ શકે તોપણુ આપણે એવા મોટા માણસ કયાંના કે પારકો છોકરો પાળીયે?"

હેમાંગિની બોલી, "પહેલાં તમે મારી જરા સરખી વાત પણ ન ટાળતા. હવે મારો શો અપરાધ થયો છે જે આટલી વિનવણી કરીને કહું છું—કહું છું કે મારા પ્રાણ નીકળી જાય છે—તોયે આટલી જરા સરખી વાત ટાળતા નથી. તે અભાગીયો પડયો એટલે શું તેને તમે બધાએ મળી મારી નાંખવો? હું તેને મારી પાસે આવવાનું કહીશ, પછી જોશું એ લોકો શું કરે છે."

વિપિન આ વખતે ચીડાયો. બોલ્યો, "હું ખવડાવી નહિ શકું." હેમાંગિની બોલી, "હું ખવડાવી શકીશ. હું શું ઘરમાં કંઈજ નથી, જે પોતાના છોકરાને ખવરાવી પહેરાવી ન શકું? હું કાલે જ તેને લાવીને મારી સોડમાં રાખીશ. દિદિ અને તે લોકો જોર કરે તો હું તેને થાણામાં દારોગાની પાસે મોકલી દઇશ."

સ્ત્રીની વાત સાંભળી વિપિન ક્રોધથી, અભિમાનથી ઘડીક વાર દિઙ્મૂઢ થઈ બોલ્યો, "વારૂ, તે તો જણાશેને." કહી બહાર ચાલ્યો ગયો.

બીજે દિવસે મળસ્કેથી જ વરસાદ પડતો હતો. હેમાંગિની બારી ઉઘાડી આકાશ તરફ જોતી હતી. એકાએક પાંચુ-ગોપાળનો ઘાંટો સંભળાયો. તે બરાડા પાડી બોલતો હતો, “ મા, તમારો અક્કલવાન ભાઇ પાણીમાં ભીંજાતો ભીંજાતો આવ્યો છે.”

“ તે અનાડી ક્યાં છે ? આ હું ચાલી.” કહી કાદમ્બિની હોકારો કરી ઓરડામાંથી બહાર નીકળી. માથા ઉપર પંચીયું નાંખી આગલે બારણે દોડી ગઇ.

હેમાંગિનીની છાતી જાણે કાંપી ઉઠી. લલિતને બોલાવીને તેણે કહ્યું, “ જા તો ભાઇ, પેલે ઘરને આગલે બારણે જો તો, કૃષ્ણો મામો ક્યાંથી આવ્યો ?”

લલિત દોડતો ગયો અને ઘડીકમાં ખબર લઇ આવ્યો, પાંચુ દાદાએ તેને અંગુઠા પકડાવી ઉભો રાખ્યો છે, અને તેના ઉપર બે ઈંટ મુકી છે. ”

હેમાંગિની કરમાયલે મ્હોડે પૂછવા લાગી, “ તેણે કર્યું શું જે ? ”

લલિત બોલ્યો, “ કાલે બપોરે તેને રબારીને ત્યાં ઉઘરાણી ઉપર મોકલ્યો હતો. તેની પાસેથી ત્રણ રૂપીઆ લઈ ભાગ્યો હતો, તે બધા ખરચી હમણાં આવ્યો. ”

હેમાંગિનીએ ન માન્યું. બોલી, “ કોણે કહ્યું કે તે રૂપીયા તેણે વસુલ કીધા હતા ?”

“ લક્ષ્મણ રબારી પોતે જ આવીને કહી ગયો છે ” કહી લલિત વાંચવા ચાલ્યો ગયો. બે ત્રણ કલાક સુધી કાંઇ ગરબડ સંભળાઇ નહિ. દશેક વાગે રસોઈ કરનારી બે'ક રોટલી મુકી ગઈ હતી તે ખાવા બેસવાની હેમાંગિની તૈયારી કરતી હતી,

એવામાં પોતાના જ ઘરની બહાર કુરુક્ષેત્ર મચી રહ્યું હતું. જેઠાણીની પાછળ પાંચુગોપાળ કૃષ્ણના કાન પકડી 'ચાલ, ચાલ' કરી ખેંચતો હતો, સાથે જેઠ પણ હતો. પોતાના વરને બોલાવવાને માટે પણ દુકાને માણસ મોકલવામાં આવ્યું હતું.

હેમાંગિની આકુળવ્યાકુળ થઇ માથા ઉપર લુગડું ઓઢી, ઘરની એક બાજુએ જઇ ઉભી રહે છે, તેટલામાં તો તેના જેઠે તપેલે અવાજે શરૂ કર્યું, "તમારે લીધે અમારાથી આ ઘરમાં નહિ રહેવાય, મઝલી વહુમા. વિપિનને કહો કે અમારા ઘરના પૈસા આપી ઘર ખંડી લે, એટલે અમે બીજે ક્યાંક ચાલ્યાં જઇયે."

હેમાંગિની આશ્ચર્યચકિત થઇ નિઃશબ્દ ઉભી રહી, એટલે જેઠાણી યુદ્ધ ચલાવવાનો ભાર પોતાના માથા ઉપર લઈ બારણાની બરોબર સામે આવી, હાથ મ્હોં ચલાવતી બોલી, "મઝલી વહુ, હું જેઠાણી એટલે મને પણ કુતરી બિલાડી માનો તો ભલે, પણ હજાર વખત કહ્યું તમને, મહર્તના લોકને બતાવવાની હોંશમાં ને હોંશમાં મારા ભાઇને બગાડો નહિ, ચડાવી ન મુકો. કેમ, મેં કહ્યું હતું તેમજ થયું ને? અરે, બે દિવસ લાડ લડાવવાં સ્હેલાં છે, પણ લાંબા દિવસ તમારાથી ભાર ન લેવાય. તે તો અમારે જ ઉપાડવો પડશે.."

આમાં માત્ર કડવાશ અને હલ્લો છે એટલું જ હેમાંગિની સમજી; બીજું કશું નહિ. મૃદુ સ્વરે પૂછ્યું, "શું થયું છે?"

કાદમ્બિની વળી વધારે હાથ મ્હોં હલાવી બોલી, "બહુ સરસ થયું છે. કાંઇ કસર નથી રહી. તમારી શીખામણના પ્રતાપે ઉઘરાણીના પૈસા ચોરતાં શીખ્યો છે. હજી બે દિવસ પાસે બોલાવીને બે શીખામણ વધારે આપોની, એટલે પેટી તોડતાં અને ખાતર પાડતાંયે શીખશે."

એક તો હેમાંગિની વ્યાધિગ્રસ્ત હતી; તેમાં આ નીચ કટાક્ષ અને જૂઠો આરોપ, એટલે તે જ્ઞાન ખોઈ બેઠી. આ પહેલાં કદિ કોઈ કારણે તે જેઠની સામે બોલેલી નહિ. પણ આજે ન રહેવાયું. મૃદુ સ્વરે બોલી, "મેં શું એને ચોરી કરતાં કે ધાડ પાડતાં શીખવ્યું છે દિદિ?"

કાદમ્બિની કરારે બોલી, "શી રીતે ખબર પડે કે તમે શીખવ્યું છે કે નથી શીખવ્યું. આવો સ્વભાવ એનો પહેલાં તો નહોતો; હવે જ કેમ થયો છે? આટલી છાનાંછૂપાં તમારી સાથે જ કેમ વાતો થાય છે, અને આટલાં લાડ તમે શા સારૂ લડાવો છો?" કેટલાયે દિવસનાં એકઠાં થઇ રહેલાં ઝેરવેરને આજે માર્ગ મળ્યો, એટલે તે નીકળી આવ્યું છે—એમ જે કોઇ જોતું હતું તે સમજી શક્યું.

ઘડીક માટે હેમાંગિની જ્ઞાનશૂન્યની માફક સ્તબ્ધ થઇ રહી. આવો નિષ્ઠુર આઘાત, આટલું ભારે નિર્લજ્જ અપમાન માણસ બીજા માણસને વિષે કરી શકે છે એ તેના સમજવામાં જ ન આવી શક્યું. પણ એ તો એક ક્ષણ માટે જ. બીજી જ ક્ષણે તે મર્માહત સિંહણની માફક બન્ને આંખે અગ્નિ વરસતી બહાર નીકળી. જેઠને સામે ઉભેલા જોઇ છેડો જરા માથા ઉપર વધારે ખેંચ્યો, પણ ક્રોધ સંભાળી શકી નહિ. જેઠાણીને ઉદ્દેશીને મૃદુ છતાં કઠોર સ્વરે બોલી, "તમે એટલાં બધાં નીચ છો કે તમારી સાથે વાત કરતાંયે મને કંપારી છુટે છે. તમે એટલાં બધાં નિર્લજ્જ છો કે આ છોકરાને હજી ભાઈ કહી બોલાવો છો. માણુસ જનાવર પોષી તેને પણ પેટ ભરી ખવડાવે છે, પણ આ અભાગીયા પાસે હજાર જાતનાં હલકાં કામ કરાવતાં છતાં પણ તમે આજ સુધીમાં એક દિવસ પણ પેટ ભરી

ખાવા દીધું નથી. હું જો ન હોત તો આટલા દિવસ એ કશું ખાવાનું ન મળવાથી મરી જાત. એ ભૂખથી ટળવળતો મારી પાસે આવતો, લાડ કરવા આવતો ન હતો."

જેઠાણી બોલી, "અમે ખાવા આપતાં નથી, એની પાસે વૈતરાં કરાવીયે છીયે, અને તમે જ એને ખવડાવીને જીવડાવ્યો છે કેમ ?"

હેમાંગિની બોલી, "હા એમ જ. આજ સુધીમાં તમે કદિ એને બે વેળા ખાવાનું આપ્યું નથી. કેવળ મારઝુડ જ કરી છે, અને બને તેટલો ભૂખે માર્યો છે. તમારાથી ડરીને હજારો વખત મેં એને આવતાં અટકાવ્યો છે, પણ ભૂખ ન રોકાય અને મારે ત્યાં ખાવાનું મળે તેથી જ દોડયો દોડયો આવે—ચોરી ધાડ પાડવાનું શીખવા નહિ. પણ તમે લોકો એટલાં બધાં લોહીતરસ્યાં છો કે તેયે આંખે દેખી શકતાં નથી."

હવે જેઠે જવાબ દીધો. કૃષ્ણાને સામે ખેંચી આણી તેનાં ધોતીયાનો છેડો છોડી, એક કેળના પાંદડાનો દડીયો બહાર કાઢી ક્રોધથી બોલી ઉઠયો, "અમે લોહીતરસ્યાં કેમ ? એના તરફ અમીદૃષ્ટિ રાખતાં નથી ! તે તમે પોતે તમારી નજરે જુઓ. વહુમા, તમારી શીખામણના પ્રતાપે એણે અમારા રૂપીયા ચોર્યા. તમને સારૂં થાય તે માટે કોઇ એક ઠાકુરશ્રીને બાધા ચડાવી પ્રસાદ લઇ આવ્યો છે. આ લો." કહી તેણે બે સન્દેશ અને કુલપાતરી દડીયામાંથી કાઢી આપી.

કાદમ્બિની કપાળે ડોળા ચડાવી બોલી, "ઓ માડી ! કેવો છુપો શયતાન, કેવો ધુતારો છોકરો ! વારૂ, મઝલી વહુ, તમે જ હવે કહોની, શા સારૂ એણે ચોરી કરી ? એ શું અમારા ભલાને માટે ?"

હેમાંગિનીને ક્રોધમાં ભાન રહ્યું નહિ. મૂળમાં તો તેનું શરીર સારૂં ન હતું, તેમાં આ જૂઠા આરોપ. તે ઉતાવળે પગલે કૃષ્ણાની સામે ગઇ. તેના બન્ને ગાલ પર ફડાફડ તમાચા ચોડી બોલી, "હરામખોર ચોર, મેં તને ચોરી કરતાં શીખવ્યું ? કેટલીયે વાર તને મારા ઘરમાં આવવાની મના કરી છે, કેટલીયે વાર તને કાઢયો છે. મને ચોક્સ લાગે છે કે તું ચોરી કરવા માટે જ જ્યારે ત્યારે આવીને ડોકીયાં કરતો."

આ પહેલાં ઘરનાં સૌ માણસ ત્યાં આવી ભેગાં થયાં હતાં. શિવુ બોલ્યો, "મેં જાતે જ જોયો હતો, મા, પરમ દહાડે રાત્રે એ તમારા ઘરની સામે અંધારામાં ઉભો હતો. મને જોઇને જ એ ભાગી ગયો હતો. હું આવી નહિ પહોંચ્યો હોત તો જરૂર તમારા ઘરમાં આવીને ચોરી કરત."

પાંચુગોપાળ બોલ્યો, "જાણે ખરોને કાકીનું શરીર અસ્વસ્થ—એટલે દીવા વખત છતાં જ સુઇ જાય. એ તે કાંઇ ઓછો ચાલાક છે ?"

મઝલી વહુના કૃષ્ણા પ્રતિના વર્તનથી કાદમ્બિની આજે એટલી તો પ્રસન્ન થઈ કે તેટલી આ સોળ વરસમાં કદિ નહિ થઇ હોય. અત્યન્ત આનન્દિત થઇ બોલી, "બગભગત મુઓ ! શી રીતે જાણું મઝલી વહુ, જે તમે એને ઘરમાં આવવાની પણ મના કરી છે ! એ તો બધે એમ કહેતો ફરે છે કે બાબહેન મને માના કરતાં વધારે ચાહે છે."

આંખો દડીયો ભરી નિર્માળ જોરથી ફેંકી દઇ બોલી, "ત્રણ રૂપીયા ચોરી કરી ક્યાંકથી બે'ક ફુલ ખરીદી લઇ આવ્યો—હરામખોર, ચોર !" ઘરમાં જઇને મોટાભાઇએ ચોરને સજા કરવાનું શરૂ કર્યું. શું નિર્દય

પ્રહાર! કૃષ્ણે બોલેચે નહિ, રૂવેચે નહિ! આ બાજુ મારે તો પેલી બાજુએ મ્હોં ફેરવે, પેલી બાજુએ મારે તો આ બાજુએ મ્હોં ફેરવે.

ભારે હેલભરેલું ગાડું ખેંચનારા પાડા કાદવમાં ખુંચી જઇ જેમ માર ખાય તેમ કૃષ્ણાએ મૂંગે મ્હોડે માર ખાધો. એટલે સુધી કે કાદમ્બિનીએ સુદ્ધાં કબુલ કર્યું કે "હા માર ખાતાં શીખ્યો છે ખરો!" પણ ભગવાન જાણતો હતો કે અહીં આવ્યાં પહેલાં તેના ગરીબ સ્વભાવને લીધે કદિ કોઇએ તેના શરીર પર હાથ અડાડયો ન હતો.

હેમાંગિની પોતાના ઓરડામાં બધી બારીઓ બંધ કરી લાકડાની મૂર્તિની માફક બેઠી હતી. ઉમા માર જોવા ગઇ હતી. તે જોઇ આવીને બોલી, "મોટી કાકી કહેતાં હતાં, કૃષ્ણા મામા મોટા થશે ત્યારે ડાકુ (ધાડપાડુ) થશે. એના ગામમાં કોઇ ઠાકુર છે—"

"ઉમા?" માના આંસુથી ભાંગેલા અવાજે ઉમા ચમકી ઉઠી. પાસે આવી ડરતાં ડરતાં પૂછ્યું, "કેમ મા?"

"હેં, હજી તેને બધાં મળીને મારે છે?" બોલી તે ભોંય ઉપર ઉબડી પડીને રોવા લાગી. માને રોતી જોઈ ઉમાયે રોવા લાગી. પછી પાસે જઇ પોતાની ઓઢણીને છેડે માની આંખ લૂછતાં લૂછતાં બોલી, "પ્રસન્નની મા કૃષ્ણા મામાને બહાર ખેંચી લઈ ગઇ છે."

હેમાંગિની કશું બોલ્યાચાલ્યા વિના ત્યાં જ તેમની તેમ પડી રહી. બે ત્રણ વાગે ખુબ ટાઢ વાઇ તેને ભારે તાવ ચડયો. આજે અનેક દિવસ પછી અન્ન ખાવા બેઠી હતી—તે અન્ન ત્યાંનું ત્યાં એક બાજુએ પડી સૂકાવા લાગ્યું.

દીવા વખત પછી વિપિન પેલા ઘરમાં ભાભીની પાસે બધી હકીકત જાણી ક્રોધથી સ્ત્રીના ઓરડામાં પેઠો હતો, પણ ઉમાએ તેની પાસે જઇ કાનમાં કહ્યું, "મા તાવથી બભૂલ પડયાં છે." વિપિન ચમક્યો. "એ શેણે? આજે ત્રણ ચાર દિવસ થયાં તાવ તો નહોતોને."

વિપિનને અંદરથી સ્ત્રી માટે ભારે પ્રેમ હતો. કેટલો પ્રેમ હતો તે ચાર પાંચ વરસ ઉપર મોટા ભાઇથી જુદો રહ્યો ત્યારે જણાઇ ગયું હતું. ન્હાવરો ન્હાવરો ઓરડામાં પેસી જુએ છે તો તે હજી ધૂળ ઉપર પડી હતી. ગભરાઇ ઉઠાવીને પથારીમાં સુવડાવવા માટે શરીર પર હાથ મુકતાં જ હેમાંગિની આંખ ઉઘાડી ઘડીક વાર સ્વામીના સામું જોઇ રહી. એકદમ તેના બન્ને પગે વળગી રોઇ પડી, "કૃષ્ણને રાખી લો, નહિ તો આ મારો તાવ હવે નહિ મટે. મા દુર્ગા મને કોઇ રીતે માફ કરવાનાં નથી." વિપિન પગ ખેંચી લઇ, તેની સોડમાં બેસી ફ્રેના માથા ઉપર હાથ ફેરવતો ફેરવતો તેનું સાન્ત્વન કરવા લાગ્યો. હેમાંગિની બોલી, "રાખશો?"

વિપિન પોતાની આંખ લૂછી બોલ્યો, "તારી મરજી હોય તેમ કરશું, તું એક વાર સારી તો થા."

હેમાંગિની કશું વિશેષ બોલ્યાચાલ્યા વિના બિછાનામાં જઇને સુતી. તાવ રાત્રે જ ઉતર્યો. બીજે દિવસે સવારે ઉઠી વિપિન તાવ ઉતરેલો જોઇ બહુ રાજી થયો. હાથ મ્હોં ધોઇ, નાસ્તો કરી દુકાને જવા નીકળતો હતો.

હેમાંગિની આવીને બોલી, "મારા ખાઇ કૃષ્ણને ભારે તાવ આવ્યો છે. તેને હું મારી પાસે લઇ આવું છું."

વિપિન અંતરમાં અત્યન્ત ચીડાઇ બોલ્યો, " તેને અહીં લાવવાની શી જરૂર છે ? જ્યાં છે ત્યાં જ રહેવા દેની ! "

હેમાંગિની ઘડીક વાર થોભી બોલી, " કાલે રાત્રે તમે વચન આપ્યું હતુંને જે તેને રાખશો."

વિપિન તિરસ્કારથી માથું હલાવી બોલ્યો, " હા, અંહ ! એ કોણ જાણે ક્યાંનો છે—તેને ઘરમાં આણીને પોષવો! તુંયે ખરી !"

કાલે રાત્રે સ્ત્રીને અત્યન્ત અસ્વસ્થ જોઈ જે વચન આપ્યું હતું તે આજે તેને સ્વસ્થ જોઇ તેણે જ મિથ્યા કર્યું. છત્રી બગલમાં ઘાલી ઉઠીને ઉભો થઇ બોલ્યો, " ઘેલી થા મા. મોટા ભાઇ વગેરેને ભારે માઠું લાગશે."

હેમાંગિની શાન્ત દૃઢ સ્વરે બોલી, " મોટા ભાઇ વગેરેને માઠું લગાડી શું તેને મારી નાંખી શકશે ? કે હું લઇ આવીશ તો સંસારમાં શું કોઇ તેને અટકાવી રાખી શકશે કે ? મને બે છોકરાં હતાં, કાલથી ત્રણ થયાં. હું કૃષ્ણાની મા "

" વારૂ તે થઇ રહેશે" કહી વિપિન ચાલ્યો જતો હતો. હેમાંગિની સામે આવી ઉભી રહી, " આ ઘરમાં તેને નહિ લાવવા દો ?"

" ખસ, ખસ. શું ઘેલી થાય છે ? " કહી વિપિન કોણી કાઢી ચાલતો થયો.

હેમાંગિનીએ બૂમ પાડી, " શિવુ, એક બળદગાડી લઇ આવ, હું પીયર જઇશ."

વિપિન સાંભળી મનમાં મનમાં હસી બોલ્યો, " અરે વાહ ? ડરાવવા માગે છે ?" કહી દુકાને ચાલ્યો ગયો.

કૃષ્ણો ચોકની એક કોરે ફાટેલી સાદડી ઉપર તાવમાં પડ્યો હતો. તેનું શરીર ફાટતું હતું અને જાણ્યામાં છાતીના

દરદથી બેહોશની જેમ પડયો હતો. હેમાંગિનીએ જઇને બૂમ પાડી, “ કૃષ્ણુ !”

કૃષ્ણો જાણે તૈયાર હોય તેમ તડાક કરતો બેઠો થઇ બોલ્યો, “બાબહેન ?” બીજી જ ક્ષણે સલજ્જ હાસ્યે તેનું મુખ ભરાઇ ગયું. જાણે તેને કાંઇ અસુખ બસુખ હોય જ નહિ એવી રીતે હાંશમાં ને હાંશમાં ઉભો થઇ, ધોતીયાને છેડે આદડી ઉપરની ધૂળ ઝાડતાં ઝાડતાં બોલ્યો, “ બેસો.”

હેમાંગિની હાથ પકડી તેને છાતી સરસો ખેંચી બોલી, “ હવે બેસવાની નહિ, દાદા, ચાલ મારી સાથે. મારે પીયર તને આજે મુકી આવું. ”

“ ચાલો ” કહી કૃષ્ણુએ તૈની બાંગેલી લાકડી બગલમાં મારી અને ફાટેલો ધોતીયાનો કકડો ખાંધ પર નાંખ્યો.

ઘરના બારણુા આગળ બળદગાડી ઉભી હતી. હેમાંગિની કૃષ્ણુને લઈ ચડી બેઠી. ગાડી ગામ છોડી આગળ નીકળી ગઇ હતી એટલામાં બૂમો સંભળાવાથી ગાડીવાને ગાડી ઉભી રાખી. પરસેવા નીંગળતા લાલચોળ મ્હોડે વિપિન આવીને ઉભો રહો. ભયથી પૂછવા લાગ્યો, “ કયાં ચાલ્યાં, મઝલી વહુ ?”

હેમાંગિની કૃષ્ણુની તરફ આંગળી કરી બોલી, “ આને ગામ. ”

“ કયારે આવશો ?”

હેમાંગિનીએ ગંભીર દૃઢ સ્વરે જવાબ દીધો, “ ભગવાન જ્યારે પાછાં લાવે ત્યારે જ તો. ”

“એટલે ?”

હેમાંગિની પાછી કૃષ્ણાને બતાવી બોલી, " ક્યાંય આનું ઠેકાણું થાય તો જ તો એકલાં આવી શકાશે, નહિ તો એને લઇને રહેવું પડશે."

વિપિનને યાદ આવ્યું કે જે દિવસે મોતી લોહારના અનાથ ભાણેજનો બાગ વેચવા માટે તે એકલી બધા લોકોની વિરુદ્ધ ઉભી થઈ હતી તે દિવસે તેના મુખ ઉપર આવો જ ભાવ હતો, અને તેનો કંઠસ્વર આવો જ હતો. મનમાં લાગ્યું કે આ મઝલી વહુ એવી નથી કે જેના વિચાર ડોળા કાઢી ધમકાવી બદલાવી શકાય."

વિપિન નમ્ર સ્વરે બોલ્યો, " માફ કરો, મઝલી વહુ, પાછાં વળો. "

હેમાંગિની હાથ જોડી બોલી, " મને તમે માફ કરો. મારૂં કામ થયા વિના હું કદિ ઘેર આવવાની નથી. "

વિપિન ઘડીક વાર એના શાન્ત દૃઢ મુખ સામે નિઃશબ્દ જોઈ રહ્યો. પછી એકદમ વચ્ચે પડી કૃષ્ણાનો જમણો હાથ પકડી લઇ બોલ્યો, " કૃષ્ણા, તારી બાબહેનને તું ઘેર લઈ ચાલ. બાઈ, હું સોગન્દ ખાઉં છું, હું જીવું ત્યાં સુધી તમે બન્ને ભાઇ બહેનને હવેથી કોઇને જુદાં પાડવા નહિ દઉં. ચાલ આવ, તારી બાબહેનને લઇને ચાલ."

---

આ જ લેખકની લખેલી

ગૃહજીવનની કથા

# વિરાજ વહુ

છપાય છે